દોષોને લીધે ધનવાનમાંથી નિર્ધન બનેલા માણસો, કાર્ય-અકાર્યનું ભાન ભૂલી મોહવશ થઈને ક્રૂર કર્મો કરે છે અને એમ (સત્ અસત્નો) ગોટાળો (સઙ્કર) કરી નરકમાં જાય છે, વગેરેનો તાદૃશ ચિતાર આપી કહ્યું (આ મોહમાંથી) માણસ પ્રજ્ઞા-વિવેકબુદ્ધિ-વડે જાગૃત થાય છે, પ્રજ્ઞાચક્ષુ દુઃખી થતો નથી[૬] કારણ પ્રજ્ઞાલાભ થવાથી પુરુષ શાસ્ત્રોનું અવલોકન કરે છે, પછી એનું સતત મનન કરી પુનઃ ધર્મ તરફ વળે છે, કે જે ધર્મનું હ્રી-અકાર્યમાં લજ્જા-એ મુખ્ય અંગ છે. હ્રીમાન જ પાપનો દ્વેષ કરે છે,[૭] એનાથી શ્રી વધે છે, અને જ્યાં સુધી માણસ શ્રીમાન્ હોય છે ત્યાં સુધી જ પુરુષ ગણાય છે.' આ પછી ધર્મરાજે દારિદ્રની સાથે જોડાયેલા દોષો અને પ્રજ્ઞારૂપી ચક્ષુથી સાફ થતા માર્ગ વિષે એક શ્રદ્ધાળુ હ્રીમાન્ અને શ્રીઅભિલાષી ધાર્મિક સજ્જનના વિચારો વ્યક્ત કર્યા છે.

**आनृशंस्यं परोधर्मः परमार्थाच्च मे मतम् ।**
**आनृशंस्यं चिकीर्षामि नकुलो यक्ष जीवतु ॥**[१] ३-२९७-७१ (४०)

સત્ય જ્ઞાન મેળવવા માટે આનૃશંસ્ય[૨] શ્રેષ્ઠ ધર્મ છે એમ મારું માનવું છે. હે યક્ષ! હું આનૃશંસ્ય પાળવા ઇચ્છું છું, માટે નકુલ જીવતો થાઓ.

---

૬ तस्य प्रबोधः प्रज्ञैव प्रज्ञाचक्षुर्न रिष्यति ॥ ૫-૭૦-૩૪
 તથા જુઓ ૫-૭૦-૩૫, ૩૬.

૭ 'પાપનો દ્વેષ કરે છે' पापं प्रद्वेष्टि એ શબ્દો નોંધપાત્ર છે. પાપીનો દ્વેષ કરવાનો નથી.

૧ સર૰ आनृशस्यं परो धर्मः क्षमा च परमं बलम् ।
 आत्मज्ञानं परं ज्ञानं परं सत्यव्रतं परम ॥ ३-२०३-४१; =३. १२-३१६-१२
આનૃશંસ્ય શ્રેષ્ઠ ધર્મ છે. ક્ષમા શ્રેષ્ઠ બળ છે. આત્મજ્ઞાન શ્રેષ્ઠ જ્ઞાન છે. અને સત્ય એ શ્રેષ્ઠ વ્રત છે.
 आनृशंस्य परो धर्मस्त्रयीधर्मः सदाफलः ।
 मनो यम्य न शोचन्ति सद्भिः संधिर्न जीर्यते ॥ ३-२९७-७१८
આનૃશંસ્ય શ્રેષ્ઠ ધર્મ છે ત્રયી ધર્મ (વૈદિકધર્મ) સદા ફળદાયી છે, મનોનિગ્રહ કરવાથી શોક કરવો પડતો નથી અને સજ્જનો સાથેની સંધી-મૈત્રી જીર્ણ થતી નથી.
 एतदात्मवतां वृत्तमेष धर्मः सनातनः ।
 क्षमा चैवानृशंस्यं च तत्कर्तास्म्यहमञ्जसा ॥ ३-३०-५०
ક્ષમા અને આનૃશંસ્ય એ વશચિત્તવાળાઓનો આચાર છે, એ જ સનાતન ધર્મ છે, તેને હું સહજરીતે આચરી રહ્યો છું.

૨ આનૃશંસ્ય, અવૈષમ્ય, પરમાર્થ = સત્ય (પં. નીલકંઠ)

વનવાસ દરમ્યાન વન આચરનારા અને મિતાહારી પાંડવો દ્વૈતવન છોડીને ફરીથી દ્વૈતવનમા આવ્યા [3] ત્યા એક બ્રાહ્મણનો ઝાડ ઉપર ભરાવેલા અરણીપાત્ર સાથેનો મથનદંડ કોઈ મૃગના શિંગડામા ભરાઈ ગયો એટલે તે મૃગ અરણીપાત્ર સહિત નાસી ગયો. તેથી યજ્ઞ માટે બ્રાહ્મણે પાંડવોને વિનતી કરતા પાંચે ભાઈઓ મૃગની પાછળ દોડ્યા, પણ મૃગ હાથમા ન આવ્યો પછી ભૂખ તરસથી વ્યાકુળ થયેલા પાંડવો એક વડના ઝાડ નીચે થાક ખાવા બેઠા ત્યા વાતો કરતાં દુખથી અકળાઈ ઉઠેલા નકુળે મોટાભાઈ ધર્મરાજને કહ્યુ, ‘ આપણા કુળમા ધર્મનો લોપ થતો નથી આળસથી કોઈ અર્થનો નાશ થતો નથી, કોઈને પણ તેનુ નામ પૂછી આપણે આપણે ના પાડતા નથી તો પણ હે રાજન્ ! આપણે ફરીથી સંકટમા—દુખમા શાથી આવી પડ્યા છીએ ? [4] એટલે ધર્મરાજે કહ્યુ, ‘ ધર્મ, પુણ્ય અને પાપના ફળરૂપે સુખ અને દુખ વહેચી આપે છે [5] ભીમે કહ્યુ, ‘ દ્રૌપદીને સૂત પ્રાતિકામી સભામા દાસી તરીકે ખેચી લાવ્યો ત્યારે તેનો વધ ન કર્યો તેથી આપણે આવા દુખમા આવી પડ્યા અર્જુને કહ્યુ ‘ સૂતપુત્ર પ્રાતિકામીના તીક્ષ્ણ વચનો મે સાંખી લીધા—એટલે કે તેને મારી નાખ્યો નહોતો—તેથી દુખ પડે છે અને સહદેવે જણાવ્યુ, ‘ દ્યૂતમા શકુનિ જીત્યો ત્યારે જ મે તેને મારી નાખ્યો નહિ તેથી આપણે દુખી થઈએ છીએ ’ [6] આમ વાતો કરતા યુધિષ્ઠિર તરસ લાગવાથી નકુળને નજીક આવેલા એક જળાશયમાથી પાણી લેવા મોકલ્યા નકુળે જળાશયમાથી પાણી લેવાની ઇચ્છા કરી એ સમયે જ અન્તરીક્ષવાણી સભળાઈ ‘ મે નિયમ કર્યો છે તે મુજબ મારા પ્રશ્નોના જવાબ આપીને પાણી પીજે અને સાથે લઈ જજે સાહસ ન કર ’ પણ નકુળે તે અંતરીક્ષવાણીનો અનાદર કરીને શીતળ જળ પીધુ, પીવાની સાથે જ તે મૃત્યુ પામ્યો તેને વાર થતાં ધર્મરાજે અનુક્રમે સહદેવ અર્જુન અને ભીમસેનને મોકલ્યા પણ તે બધાની નકુળ જેવી જ દશા થઈ અંતે ચિંતાતુર યુધિષ્ઠિર સરોવર પાસે ગયા, ભાઈઓને મૃત્યુ પામેલા જોઈ બહુ દુખી થયા અને સખત મમત્વ [illegible] [7] પછી તેમણે પણ પાણી પીવાની ઇચ્છાથી સરોવરમા ઊતરતા બાદમાં અંતરીક્ષવાણી સાંભળી આવી દુખી અવસ્થામા પણ ધૈર્ય રાખીને ધર્મરાજે કહ્યુ કે, ‘ તમારા અધિકારમા રહેલુ કંઈ લેવાની મારી કામના નથી સજ્જનો કદી આત્મપ્રશંસાને વખાણતા નથી છતા હુ મારી બુદ્ધિ મુજબ તમારા પ્રશ્નોના જવાબ આપીશ, તો પૂછો ’ [8] ત્યા ધર્મરાજ અને યક્ષ વચ્ચે

---

૩ આરણ્યક અ ૨૯૫ ૪ ૩ ૨ ૫ ૧૭ ૫ ૩ ૨૯૬ ૧ થી ૪

૬ આરણ્યક અ ૨૯૬ ૭ આરણ્યક અ ૨૯૭ ૮ ૩-૨૯૭-૨૪, ૨૫

વાણી પ્રશ્નોત્તરી ચાલી. છેવટે યથોચિત ઉત્તરોથી પ્રસન્ન થએલા યક્ષે ગમે તે એક ભાઈને સજીવન કરી શકાય તેવું વરદાન આપ્યું. ત્યારે ભીમ કે અર્જુનને જીવાડવાનું ન કહેતાં–દુર્યોધનને હણવાનો કે સહોદર ભાઈને જીવાડવાનો સ્વાર્થ ન જોતાં–ધર્મશીલતામાંથી ઉદ્ભવેલી કોમળ સમદ્રષ્ટિથી અપરમાતા માદ્રીના નાના પુત્ર નકુળને સજીવન કરવાનું યુધિષ્ઠિરે ઇચ્છ્યું. યક્ષે યુધિષ્ઠિરને 'સ્વાર્થ નહિ જોતાં નકુલ જીવતો થાય એવું કેમ ઇચ્છ્યું ?' એમ પૂછતાં ધર્મરાજાએ કારણો આપ્યાં[10] એમાંનું પહેલું કારણ ઉપર ટાંકેલા શ્લોકમાં જણાવ્યું છે. બીજાં બે કારણ આ પ્રમાણે આપ્યાં હતાં–(૧) ધર્મ મને સદૈવ ધર્મશીલ બનાવે છે અને હું પણ સ્વધર્મથી ડગીશ નહિ (૨) કુન્તી અને માદ્રી એ બન્ને માતાઓ મારે મન સરખી છે, તેથી એ બન્ને માતાઓ વચ્ચે (બન્નેનો એક પુત્ર જીવતો રહેવાથી) સમાનતા રહે એમ હું ઇચ્છું છું.

યક્ષ કે જે યુધિષ્ઠિરનો પિતા ધર્મ જ હતો તેણે આનૃશંસ્યને અર્થ તથા કામથી શ્રેષ્ઠ માનનારા તેમના આચરણથી તુષ્ટ થઈને ચારે પાંડવોને–સજીવન કર્યા.[11]

એ પછી સામાન્ય વાતચીત થતાં[12] યક્ષના વેશમાં રહેલા ધર્મે પોતાનું સ્વરૂપ પ્રગટ કરીને કહ્યું કે 'યશ સત્ય દમ શૌચ આર્જવ હ્રી અચાપલ્ય દાન તપ અને બ્રહ્મચર્ય એ મારાં અંગ છે. અહિંસા સમતા શાન્તિ તપ શૌચ મત્સર-રહિતતા એ મારી પ્રાપ્તિનાં દ્વાર છે[13] એ બહુ સારી વાત છે કે પાંચ સાધનમાં[14] તને પ્રીતિ છે, ષટ્પદીને તેં જીતી છે[15] પછી વરદાનોમાં (૧) બ્રાહ્મણનું અરણીપાત્ર અને મંથન પાછાં આપ્યાં. (૨) અજ્ઞાતવાસમાં નહિ ઓળખાવાનું વરદાન આપ્યું. અને 'બહુ આગ્રહ કરીને ધર્મરાજને ત્રીજો વર માંગવાનું કહેતાં એમણે, 'હું સદા લોભ, મોહ અને ક્રોધ ઉપર જય મેળવું', અને મારું

---

૯ ૩-૨૯૭-૬૭ થી ૭૦.

૧૦ ૩-૨૯૭-૭૧ થી ૭૩; આ પ્રસંગમાં ભીમ-અર્જુન નહિ પણ નકુલ જીવતો થાય એ પ્રયત્ન કરવાનો ધર્મરાજનો સ્વાર્થ હતો કવિ આ વચનથી તેની સ્પષ્ટતા કરે છે. જુઓ ઉપર શ્લોક ૨૩.

૧૧ ૩-૨૯૭-૭૪, ૩-૨૯૮-૬. ૧૨ આરણ્યક અ. ૨૯૮. ૧૩ ૩-૨૯૮-૭, ૮.

૧૪ ૩-૨૯૮-૯, (૧) પાંચ સાધન તે શમ, દમ, ઉપરતિ, તિતિક્ષા અને સમાધિ (શ્રુતિના આધારે–પં. નીલકંઠ) અથવા (૨) યોગસૂત્ર કથિત પાંચ યમ–અહિંસા, સત્ય બ્રહ્મચર્ય, અસ્તેય અને અપરિગ્રહ (યોગસૂત્ર ૨-૩૦)

૧૫ (૧) ભૂખ, તરસ, શોક, મોહ, જરા અને મૃત્યુ (શ્રુતિના આધારે–પં. નીલકંઠ) (૨) ક્ષેપક નં. ૧૩૯૭ પ્રમાણે કામ, ક્રોધ, લોભ, મોહ, ભય અને વિષાદ. આ બન્નેમાં ૩-૨૯૮-૯ નો સંદર્ભ જોતાં પં. નીલકંઠે દર્શાવેલી પદ્ધતિ સુસંગત છે.

હે જાજલિ! જે (મનુષ્ય) મન, કર્મ અને વચનથી નિરંતર સર્વનો સુહૃદ છે અને સર્વના હિતમાં રત છે, તે ધર્મ જાણે છે.

ધર્મરાજએ ધર્મનું તત્ત્વ જાણવા માટે, શ્રુતિ અને સ્મૃતિએ કરેલી આજ્ઞાઓ વચ્ચેના પરસ્પર વિરોધ ઉપરાંત સંતોના આચાર, સામાન્ય મનુષ્યના આચાર તથા પુરુષોના આચાર ઇત્યાદિની વિસ્તૃત સમીક્ષા કરીને 'ધર્મ' ઉપર આક્ષેપ કર્યા, પિતામહને પ્રશ્ન પૂછ્યો ત્યારે તેમણે પ્રત્યુત્તરમાં 'તુલાધાર-જાજલિ સંવાદ'નું સુંદર આખ્યાન કહ્યું.[૨]

જાજલિ નામનો બ્રાહ્મણ ખૂબ તપ કરતો હતો.[૩] થાંભલાની માફક અચળ રહીને તપ કરતાં એક ચકલા ચકલીના જોડાએ તેની જટામાં માળો બાંધ્યો, તેમાં ઈંડાં મૂક્યાં તેમાંથી બચ્ચાં જન્મ્યાં! ધીરે ધીરે તે બચ્ચાં મોટાં થયાં અને સ્વાવલંબી થતાં ઊડી ગયાં! જાજલિ તે પછી પણ એક મહિના સુધી ધ્યાનમાં સ્થિર બેસી રહ્યો. જ્યારે તેની ખાત્રી થઈ કે ચકલાં હવે પાછાં આવશે જ નહિ, ત્યારે ઊઠ્યો. ઊઠ્યા પછી તરત તેને અભિમાન થયું. અભિમાન થવાનું કારણ તે "સત્ય અને તપમાં સ્થિર છતાં ધર્મનું દર્શન નહોતો કરતો"[૪] એ હતું. એટલે અભિમાનથી બોલ્યો કે 'મેં ધર્મ પ્રાપ્ત કર્યો છે.'[૫] ત્યારે

---

પા. નોં. ૧ ચાલુ

(શાંતિ ૧૨-૧૫૪-૨, ૨૭, ૧૮૯-૧૨ વગેરે; સર. મનુ ૬-૪૩; ભાગ. પુ. ૧૨-૬-૩૪; સર. કૂર્મપુ. અ. ૧૬ માં 'અહિંસા દિગ્દર્શન' પૃ. ૬૦, આ શ્લોકનું પ્રથમ ચરણ શંકરાચાર્યે ઈશોપનિષદ્ ભાષ્ય (મંત્ર ૧૮)માં ટાંક્યું છે)

કોઈ પ્રાણીની હિંસા કરવી નહિ. મૈત્રીભાવ રાખીને વિચરવું. આ જીવન ધારણ કરીને કોઈની સાથે વેર કરવું નહિ.

(૧) જુઓ 'શીલ' (પ્ર. ૧૮) શ્લોક ૧૫૯

૨ શાંતિ અ. ૨૫૨. સર. ૧૨-૨૫૨-૧૦ સાથે ૧૨-૩૪-૧૦.

૩ 'જાજલિ-તુલાધાર સંવાદ' શાંતિ. અ. ૨૫૩ થી ૨૫૬.

૪ ૧૨-૨૫૩-૧૬. મ. ભા. નો ટીકાકાર વિદ્યાસાગર લખે છે કે 'જાજલિ કામક્રોધાદિથી યુક્ત હોઈ ધર્મ પામતો નહોતો.'

૫ ૧૨-૨૫૩-૪૨, ૪૩; કથાની ગરજમાં વાર્તાસંક્ષેપ છે તેમાં અંતરીક્ષ વાણીને બદલે જળવાસી પિશાચોએ આ ગાથા કહી હતી ૧૨-૨૫૪-૭, ૮, મ. ભા. ની અનેક સૂત્ર સાંકળી રચનામાં આવા જુદા જુદા પ્રવાહો ઘણાખરા થોડામાં નોંધાયેલા મળે છે

થતું દુઃખ જાણે છે છતાં રાતદિવસ માર મારી બાંધીને કે કેદમાં નાખીને તેઓની પાસે કામ લે છે[૯]

'અહિંસાધર્મ' વિષયના ઉપસંહારમાં તુલાધારે અંધશ્રદ્ધા અને ગતાનુગતિક ગાડરિયા પ્રવાહ પ્રમાણે નહિ, પણ કારણ તરફ દૃષ્ટિ રાખી ધર્મ આચરવા કહ્યું છે[૧૦] એવી રીતે ધર્મના સૂક્ષ્મ તત્ત્વ-અહિંસાની ઉત્કૃષ્ટતા બતાવ્યા પછી તુલાધાર અને જાજલિ વચ્ચે યજ્ઞરહસ્ય તથા શ્રદ્ધા વિષે ચર્ચા આગળ ચાલી છે યજ્ઞ વિષે કહેતા 'યજ્ઞનુ તાત્ત્વિક સ્વરૂપ સમજનારા-યજ્ઞવિદો દુર્લભ છે જે યજ્ઞવિદો છે તેમને હું નમસ્કાર કરું છું પોતાના યજ્ઞો (અહિંસક યજ્ઞો-સાત્ત્વિક યજ્ઞો) છોડીને ક્ષાત્રયજ્ઞો (હિંસક યજ્ઞો રાજસિક યજ્ઞો) વિત્તલુબ્ધ બ્રાહ્મણોએ વેદના અર્થ સમજ્યા વિના પ્રવર્તાવ્યા છે[૧૧] ઇત્યાદિ મહીન પ્રવચનને અંતે શ્રદ્ધાની મહત્તા વર્ણવીને તુલાધારે પોતાનુ પ્રવચન પૂરું કર્યું એ આખ્યાનનો સમારોપ કરતા શ્રદ્ધાની મહત્તા ભીષ્મ પિતામહે આ પ્રમાણે કહી બતાવી 'હે નાગ! સૂર્યપુત્રી શ્રદ્ધા ચૈતન્ય પ્રદાન કરનારી (સાવી) જન્મદાત્રી માતા, આત્મવિશ્વાસ ઉત્પન્ન કરનારી અને વાણીના દોષ તથા મનના દુષ્ચાગમાંથી પાર કરનારી સાવિત્રી દેવી છે'[૧૨] આમ આ મધ્યમ પરિમાણનુ મહાન આખ્યાન સનાતન અહિંસક આચારધર્મનુ સરહસ્ય શાસ્ત્ર છે આ પ્રવચન ગીતાના અ ૪, ૫, ૧૭

---

૯ मानुषा मानुषानेव दासभावेन भुञ्जते ॥ १२-२५४-३८
वधबन्धनिरोधेन कारयन्ति दिवानिशम् ।
आत्मना चापि जानामि यद् दुःखं वधताडने ॥ १२-२५८-३९

આ શ્લોકમાં 'વધબન્ધનિરોધેન' પદ આવે છે તે જૈન ધર્મના વધ બંધ ઇ. અતિચારો ની યાદ આપે છે

૧૦ कारणाद्धर्ममन्विच्छेन्न लोकचरितं चरेत् । इ ८-१२-२५४-४९, ५०

૧૧ (૧) 'યજ્ઞવિન્ એટલે यज्ञो वै विष्णुः એ શ્રુતિવચન અનુસાર યજ્ઞમૂર્તિ પરમાત્માને જાણનાર દુર્લભ છે' (પંડિત નીલકંઠ)

સર૦ वासुदेवः सर्वमिति स महात्मा सुदुर्लभः । ગીતા અ ૭-૧૯ (૧-૨૯-૧૯),
(૨) ૧૨-૨૫૫-૪, ૫

૧૨ [૧] श्रद्धा वै सात्त्विकी देवी सूर्यस्य दुहिता नृप ।
सावित्री प्रसवित्री च जावविश्वासिनी तथा ॥ १२-२५४-२१
वाग्वृद्धं त्रायते श्रद्धा मनोवृद्धं च भारत ॥ १२-२५४-२२

તે સભા નથી જ્યાં (જ્ઞાન)વૃદ્ધો નથી, તે વૃદ્ધો નથી જે ધર્મ બોલતા નથી, તે ધર્મ (નિયમ, કાયદો) નથી જેમાં સત્ય નથી અને તે સત્ય નથી જે છળથી વીંધાયેલું-દૂષિત છે.

પોતાની સૌમ્ય રાજનીતિનો ધૃતરાષ્ટ્રને ઉપદેશ કરતાં રાજ્યને માટે જૂઠું ન બોલવા અને નિષ્કપટભાવ રાખવા સમજાવતાં દૈત્યરાજ પ્રહ્લાદના ન્યાયીપણાનું દૃષ્ટાંત વિદુરે આપ્યું. કેશિની નામની કન્યાને પ્રહ્લાદપુત્ર વિરોચન અને આંગિરસ સુધન્વા પરણવા ઇચ્છતા હતા. કેશિનીએ સ્પષ્ટપણે કહ્યું 'તમારા બેમાં જે શ્રેષ્ઠ હશે તેને હું વરીશ.' આ શ્રેષ્ઠત્વનો નિર્ણય કોણ કરે? છેવટે પોતાના જીવનની શરત કરીને તેઓ બન્ને વિરોચનના પિતા પ્રહ્લાદને પૂછવા ગયા કે અમારા બન્નેમાં શ્રેષ્ઠ કોણ? પ્રહ્લાદે પોતાના પ્રિય પુત્રના મૃત્યુનો સંભવ હોવા છતાં અસંદિગ્ધ રીતે જણાવ્યું કે સુધન્વા જ-બ્રાહ્મણ હોવાથી-શ્રેષ્ઠ છે. બ્રાહ્મણપુત્ર સુધન્વાએ આ ન્યાયપરાયણતાથી પ્રસન્ન થઈને ઉદારતાથી વિરોચનને જીવનદાન આપ્યું, વિશેષમાં કેશિની સાથે પરણવાની આજ્ઞા કરી![2] એ દૃષ્ટાંત પછી સત્યની અને સદ્બુદ્ધિની પ્રશંસા કરતાં અને ધૃતરાષ્ટ્રને, પાંડવો પ્રત્યે, પિતા પુત્ર પ્રત્યે રાખે તેવું વર્તન રાખવાનું કહેતાં ઉપદેશ કર્યો તેમાંથી ઉપર્યુક્ત વચન લીધું છે.[3]

રાજસભાને અનુલક્ષીને ઉચ્ચારાયેલું આ સરળ સૌમ્ય સુભાષિત લોકવ્યવહારનાં તમામ પાસાંઓને શુદ્ધ રાખવા માટે પ્રેરક છે. એમાં ટૂંકમાં સભા, વૃદ્ધ, ધર્મ અને સત્યની સમજ આપવામાં આવી છે. એનાથી જે વિરુદ્ધ હોય એ, જે તે વસ્તુનો આભાસ હશે, અસલી વસ્તુ નહિ.

अत्र ते हृदयं वेद सत्यस्यैवानृतस्य च ।
कल्याण यत साक्षी त्वं मात्मानमवमन्यथा[1] ॥ १-६८-२५ (४३)
योऽन्यथा सन्तमात्मानमन्यथा प्रतिपद्यते ।
किं तेन न कृतं पापं चोरेणात्मापहारिणा[2] ॥ १-६८-२६ (४४)

---

૨ પ્રહ્લાદે જન્મપરંપરા પ્રમાણે ન્યાય કરી પુત્રના જીવનનો મોહ ત્યાગીને, ખરી વાત કહી. એક સ્ય કૃત્યે બીજા ઉચ્ચતમ કૃત્યનો જન્મ આપ્યો. બ્રાહ્મણ સુધન્વાએ પ્રહ્લાદના કાર્યના પડઘા રૂપે સાચા બ્રાહ્મણને-ચારિત્ર્યથી થયેલા બ્રાહ્મણને છાજે એમ વિરોચનને જીવતદાન આપી, કેશિની સાથે પરણાવ્યો. આ જ કથા સહેજ રૂપાંતરે દ્રૌપદીવસ્ત્રાહરણપ્રસંગે વિદુરે કહી છે. (જુઓ ૨-૬૧-૫૮થી)

૩ ઉદ્યોગ. અ. ૩૫.

૧ (૧) સરં મનુ. ૮-૮૪. (૨) આદિ ક્ષેપક ૬૬૮ લીટી નં. ૩, ૪.
૨ = ઉદ્યોગ. ક્ષેપક નં. ૨૫૨. = કૈ. મનુ. ૪-૨૫૫.

આ વિષે શુ સાચુ છે કે જૂઠુ તે તારુ હૃદય જ જાણે છે હે કલ્યાણ ! તુ જ ( આ હકીકતનો ) સાક્ષી છે, માટે આત્માની અવગણના ન કર.

જે પોતે અમુકરૂપે હોવા છતા પોતાને જુદી જ રીતે બતાવે છે તેવા આત્માપહારી ચોરે કયુ પાપકર્મ નથી કર્યુ ?[3]

મહાબળવાન કુશળ અને ધર્મપરાયણ પ્રજાપાલક પૌરવવશી રાજા દુષ્યન્ત એક વખત મોટુ લશ્કર લઈને મૃગયા કરવા નીકળ્યો[4] મૃગયા કરતા વનમાં માલિનીને તીરે એણે કણ્વાશ્રમ જોયો એટલે ઋષિના દર્શન કરવા પોતાના રાજ ચિહ્નો દૂર કરીને માત્ર અમાત્ય તથા પુરોહિતને લઈને રાજા આશ્રમ તરફ ગયો એ રમ્ય આશ્રમમા એણે વેદપારગત ઋષિઓ અને જુદા જુદા શાસ્ત્રોમાં પારગત પડિતોને જોયા[5] પછી અમાત્ય અને પુરોહિતને પણ બહાર ઉભા રાખી રાજા એકલો જ કણ્વના નિવાસસ્થાનમા ગયો પણ ત્યા સૂમસામ જોઈ ' કોઈ અહીં છે કે ? ' એમ મોટેથી બોલતા લક્ષ્મી જેવા રૂપવાળી શકુતલા બહાર આવી પછી શરીર તપ અને સયમથી દીપતી રૂપયૌવનસપન્ન ચારુહાસિની શકુતલા સાથે વાત કરતા દુષ્યતે જાણ્યુ કે એ કન્યા વિશ્વામિત્ર-મેનકાની પુત્રી છે એટલે

---

૩ (૧) પોતે જાણી જોઈને અસત્ય આચરે તથા પોતે જેવો પોતાને લાગતો હોય તેનાથી જુદી જ રીતે બતાવે આ વૃત્તિથી મનુષ્ય ભલે સારો દેખાતો હોય પરન્તુ દુનિયાભરનુ ગમે તેવુ નિકૃષ્ટ કરવા સમય આવ્યે તૈયાર થાય, અને અથી એવી વૃત્તિ સર્વ પાપનુ મૂળ છે એવો આ બન્ને શ્લોકોનો અર્થ છે કવિ વ્યાસ શકુતલાની ઉક્તિ દ્વારા આખ્યાનથી દરેકને પોતાના હૃદય ફેંફોસવાની પ્રેરણા કરે છે

(૨) ' જે અનૃત બોલે છે તે સમૂળો સૂકાઈ જાય છે, માટે મારે જૂઠુ બોલવુ જોઈએ નહિ ' પ્રશ્ન ૬-૧ મા મહર્ષિ પિપ્પલાદ પાસે જ્ઞાન મેળવવા ગયેલા ભારદ્વાજ સુકેશાએ રાજકુમાર હિરણ્યનાભે તેને પ્રશ્ન પૂછેલો ત્યારે પોતે તે વિષે કઈ નહોતો જાણતો તેથી ઉપર મુજબ જવાબ આપેલો, તેના અહેવાલ ઋષિ પિપ્પલાદને કહ્યો છે

૪ ' શકુતલોપાખ્યાન ' આદિ અ ૬૨ થી ૬૯ મ ભાની સશોધિત વાચનામા દુષ્યન્ત નહિ પણ દુષ્યન્ત નામ છે

૫ કણ્વાશ્રમમા અનેક દર્શનોના પારગત વિદ્વાનો રહેતા એમા બીજાઓની જેમ જ લોકાયતિક સપ્રદાયના આચાર્યો પણ રહેતા હતા એ સપ્રદાયનુ માન સમાજમા સારુ હશે એમ ભાના સદર્ભથી લાગે છે

स्थापनाक्षेपसिद्धा तत्परमार्थज्ञना गतैः ।
लोकायतिकमुख्यैश्च समन्तादनुनादितम् ॥ १-६४-३७.

રાજાએ તેની સાથે ગાંધર્વવિવાહથી જોડાવાની ઇચ્છા વ્યક્ત કરી. થોડી ચર્ચાને અંતે શકુંતલાએ 'જો ગાંધર્વવિવાહ ધર્મમાર્ગ હોય અને જો હું મારી માલિક હોઉં તો તમને મારી જાત સોંપતાં મારી એક શરત છે. મારો જે પુત્ર જન્મે તે તમારી પછી યુવરાજ થાય.' એમ કહ્યું. રાજાએ વિચાર કર્યા વિના શરત સ્વીકારી. વિધિવત્ પાણિગ્રહણ કરી તેની સાથે રહ્યો. શકુંતલાને ચતુરંગ સેના મોકલીને તેડાવવાનું વારંવાર કહીને અને કણ્વઋષિ શું કરશે તેની ફીકર કરતો એ પોતાના નગરમાં ગયો.

કણ્વે પાછા ફરીને શકુંતલાના વિવાહને સંમતિ આપી. શકુંતલાને એ પછી ત્રણ વર્ષે દેવકુમાર જેવો 'સર્વદમન' જન્મ્યો.[૬] એ ૭ વર્ષનો થતાં સ્ત્રીઓ લાંબો સમય પીયરમાં રહે એ ઠીક નથી એમ કહી સર્વદમનને યુવરાજપદે સ્થાપવા માટે કણ્વે શિષ્યો સાથે શકુંતલાને વિદાય કરી. શકુંતલાએ રાજદરબારમાં રાજાને વાત કરી ત્યારે એને બધું સાંભરતું હતું છતાં પણ 'મને કંઈ સાંભરતું નથી' એમ કહીને શકુંતલાનું અનેક વાગ્બાણોથી વીંધીને તેણે અપમાન કર્યું.[૭]

એટલે શરમથી ભોંઠી પડેલી અને દુઃખથી બેભાન જેવી થઇ ગયેલી શકુંતલા ક્રોધે ભરાઈ. પણ તપથી મેળવેલા તેજ વડે ક્રોધને કાબૂમાં રાખીને, સત્ય તથા સ્ત્રી-પુત્ર સાથેના ધર્મ્ય સંબંધ ઉપર ભાષણ આપીને પોતાની સાથે રાજાના લગ્નની–દુષ્યન્તના લગ્નની–વાતની તેણે ફરી યાદ આપી–એની ઉક્તિઓમાંના પ્રથમ બે શ્લોક ઉપર ઉદ્ધૃત કર્યા છે. એ સંભાષણ આગળ ચલાવતાં શકુંતલાએ કહ્યું કે 'તમે માનો છો કે હું એકલો છું, પણ સર્વ પાપકર્મને જાણનાર તમારા હૃદયમાં રહેલા પુરાણ મુનિને તમે ઓળખતા નથી કે જેની સમક્ષ તમે પાપ કરી રહ્યા છો.'[૮] વગેરે કહ્યા પછી સ્ત્રી–પુત્રનું મહત્ત્વ તેમનું સન્માન અને ભાર્યા–

---

૬ ૧–૬૮–૧, ૨. આ વિધાનને બે રીતે જોઇ શકાય (૧) દુષ્યન્ત વિવાહ પછી અવારનવાર કણ્વાશ્રમમાં આવતો હોય અને એમ સંબંધ ચાલુ રહેતા ગર્ભ ધારણ મોડું થયું હોય.,

(૨) મ. ભા.માં મહાપુરુષોના જન્મની કથાઓમાં જેમ અનેક વખત દંતકથાઓનો દોર ઇરાદાપૂર્વક સાચવી રાખવામાં આવ્યો છે એમ એનું એક વિશેષ ઉદાહરણ આ પ્રસંગ દ્વારા સૂચવ્યું હોય.

૭. ૧–૬૮–૧૮, ૧૯.

૮ एकोऽहमस्मीति च मन्यसे त्वं

न हृच्छयं वेत्सि मुनिं पुराणम् ।

यो वेदिता कर्मणः पापकस्य

यस्यान्तिके त्वं वृजिनं करोषि ॥ १–६८–२७

. સર૦ અનુ. ૮–૬૧.

ત્યારે પતિના પણ સરળ પ્રેમાળ અને તેજસ્વી શકુંતલા પોતાને થયેલો અન્યાય અમુક હદ સુધી વેઠી લઈને પણ દુષ્યન્તને સત્ય પ્રત્યે, સ્ત્રીપુત્ર પ્રત્યેની ફરજ પ્રત્યે અને પોતાના વચન પ્રત્યે નિષ્કપટ રહેવા વારંવાર પ્રેરે છે. પણ એમાં નિષ્ફળ જતાં એક સત્યાગ્રહીમાં હોય તેવું તેજ દર્શાવીને અંતે જ દુષ્યન્તનો ત્યાગ કરવા તૈયાર થાય છે.

આ આખ્યાનમાં આમ સારા રાજાને દેશ તથા કુટુંબ પ્રત્યેની ફરજમાં દેશ તરફની ફરજને પ્રથમ સ્થાન આપવો જણાવ્યો છે. જ્યારે એક શુદ્ધહૃદયાં ગૃહિણી આંતર-સામાજિક રીતે શ્રી નિર્ભય દ્વારા જનાંધ-સત્યનો આગ્રહ રાખીને સ્વત્વનું રક્ષણ કેવી રીતે કરે તેનો કવિએ પ્રભાવશાળી રીતે ઉત્તર આપ્યો છે, સત્યાગ્રહની પ્રતિષ્ઠા છે એ તો જાણીતું છે.[12]

सत्येन मे द्यौश्च वसुंधरा च
तथैवाग्निर्ज्वलते मानुषेषु ।
न मे वृथा व्याहृतमेव वाक्यं
सत्यं हि सन्तः प्रतिपूजयन्ति ।
सर्वे च देवा मुनयश्च लोकाः
सत्येन पूज्या इति मे मनोगतम्[1] ॥ १-८८-२४. (४५)

મારા સત્યથી દ્યુલોક અને વસુધરા (નું ધારણ) થાય છે, તે જ પ્રમાણે મનુષ્યલોકમાં (તેનાથી) અગ્નિ પ્રજ્વલિત રહે છે. હું કદી પણ વૃથા વાક્ય બોલ્યો નથી, કારણ સંતો સત્યને જ સત્કારે છે. મારો એવો દૃઢ મત છે કે સર્વે દેવો મુનિઓ અને લોકો સત્યથી જ પૂજ્ય છે.

---

૧૨ સર૦ દ્રૌપદી, જુદી જાતની અને આનાથીય વિશેષ આકરી મૂકાઈ હતી—વસ્ત્રાહરણ પ્રસંગે. (સભા. અ. ૬૦, ૬૧) એણે પણ સત્યનો આગ્રહ રાખીને પોતાના શીલબળથી સ્વત્વનું રક્ષણ કર્યું હતું. સીતાએ (આરણ્યક અ ૨૫૮માં) આ બન્નેથી જુદા જ સંયોગોમાં શીલથી સ્વત્વ સાચવ્યું હતું.

૧ (૧) સર૦ આ ગ્રંથમાં 'સજ્જન દુર્જન વિષે (પ્રક૦ ૧૧) શ્લોક ૧૩૭ થી ૧૫૧, ખાસ કરીને શ્લોક ૧૫૦.

(૨) આ શ્લોક સાથે સરખાવો શાં૦ ૧૩-૭૫ ૩૦ થી ૩૨. ઉપરના શ્લોકનો વિચાર સત્ય વિષે માહિતી આપતા રજૂ કરેલો છે. યયાતિની ઉક્તિ સાથે આ શ્લોકને ઘાટો સંબંધ છે.

રાજર્ષિ યયાતિ પોતાના તપ અને પુણ્યના પ્રભાવથી સ્વર્ગમાં ગયો ત્યાં એક સમયે ઇન્દ્ર સાથે વાર્તાલાપ કરતાં ઇન્દ્રે પૂછ્યું કે 'તમારું તપ કોના સમાન ગણાય?' એના ગર્વથી યયાતિએ કહ્યું કે 'દેવ મનુષ્ય ગંધર્વ કે મહર્ષિઓમાં કોઈ તપમાં મારા તુલ્ય નથી ' આ સાંભળતાની સાથે જ દેવરાજે કહ્યું કે તમારાથી સમાન શ્રેષ્ઠ કે ઊતરતાઓનો પ્રભાવ જાણ્યા વિનાજ તમે તેઓનો અનાદર કરો છો તેથી તમારું પુણ્ય ક્ષીણ થયું છે માટે તમે સ્વર્ગમાંથી હમણાંજ નીચે પડશો '[૨]

પડતાં પડતાં યયાતિએ સજ્જનોની મધ્યમાં પડવાનું માગ્યું ઇન્દ્રે એ કબૂલ રાખતાં કહ્યું કે 'તમે સજ્જનોની મધ્યમાં પડશો ત્યાં તમે ફરી પ્રતિષ્ઠિત થશો પણ આ અનુભવ સ્મરણમાં રાખીને કોઈનું અપમાન કરશો નહિ'[૩]

પછી રાજર્ષિ યયાતિ જ્યાં એના દૌહિત્રો–અષ્ટક, પ્રતર્દન, વસુમના અને શિબિ–યજ્ઞ કરતા હતા તે ભૂમિ ઉપર પડ્યો દૌહિત્રોએ પોતાનાં અનંત પુણ્ય કર્મોના વ્યક્તિગત અને સામુદાયિક બળથી માતામહને સ્વર્ગમાં મોકલવા ચાહ્યું પણ યયાતિએ તે મંજુર ન કર્યું એ સુમધુર ધર્મવર્ધક સંવાદ ચાલતો હતો એ દરમ્યાન યયાતિ નમનારકે પવિત્ર થયો પાંચે જણાને લેવા સ્વર્ગમાંથી દિવ્ય સુવર્ણરથો આવ્યા રથારૂઢ થઈને સ્વર્ગે જતાં માર્ગમાં અષ્ટકે કહ્યું 'તમારા જેવું કર્મ કરવાને કોઈ બ્રાહ્મણ કે ક્ષત્રિય શક્તિમાન નથી ' જવાબમાં સત્ય વડે જ સર્વ કંઈ થયું છે એમ જણાવતા યયાતિએ આ શ્લોક કહ્યો

આ શ્લોક સભર છે કે ગર્વિષ્ઠ ઉક્તિ જેવો લાગે પરંતુ એમ નથી એક તો યયાતિ ગર્વથી જ પછડાયેલો તે ફરીથી ઉત્થાન પામી સ્વર્ગે જતો હતો તે ફરીથી અભિમાન ન કરે બીજું શુદ્ધચિત્ત થયેલાઓ આવી રીતે બોલે તે માનસિક વિકાસક્રમ સાથે સુસંગત હોવા સાથે ભારતની પ્રાચીન જ્ઞાનપરંપરા અનુસાર છે[૪] પરંતુ યયાતિએ શુદ્ધ સત્યની, ચિરસ્થાયી સત્યની, પરમેશ્વરની

---

૨ (૧) જુઓ 'ઉત્તરયાયાત' આદિ અ ૮૬ થી ૮૮ યયાતિની કથા ઉદ્યોગપર્વમાં પણ વિસ્તારથી છે તેમાં પણ નમ્રતા વિના સદ્ગુણો ધર્મ, તપ નકામાં બને છે તે જણાવ્યું છે ઉદ્યોગ અ ૧૧૮ થી ૧૨૧ એમાં સ્પષ્ટપણે જણાવ્યું છે કે અભિમાનીને સમપ્રાપ્તિ થતી નથી न हि मानप्रदग्धानां कश्चिदस्ति सम क्वचित् ॥ ५-१२१-१६

(૨) જુઓ ઉપર 'ધર્મ' (પ્રક ૨) ફકરે ૨૫ થી ૨૬ વગેરે

૩ ૧-૮૩-૫

૪ આ ઉક્તિ છતાં યયાતિની ગતિ સ્વર્ગે જતાં કુંઠિત થઈ નથી, એ કવિનો અભિપ્રાય બતાવે છે

મહત્તા ગાયછે[૫] અને દેવો આદિ પૂજ્યોનું પૂજ્યત્વ પણ સત્યને આધીન છે એમ બતાવ્યું છે.[૬]

सर्ववेदाधिगमनं सर्वतीर्थावगाहनम् ।
सत्यं च वदतो राजन्समं वा स्यान्न वा समम्[१] ॥ १-६९-२३. (४६)

હે રાજન્! સર્વ વેદોનું અધ્યયન અને સર્વ તીર્થોમાં સ્નાન તે સત્ય બોલવાની તોલે આવે કે ન પણ આવે.

---

૫ (૧) ગીતામાં ભગવાન શ્રીકૃષ્ણે અનેક વખત પોતાનેજ સર્વશ્રેષ્ઠ ઈશ્વર તરીકે કહ્યા છે. બીજી બાજુ એ જ ભગવાન શ્રીકૃષ્ણે આશ્વમેધિક પર્વમાં જ્યારે અર્જુને ગીતાજ્ઞાન ફરીથી કહેવા વિનંતી કરી ત્યારે તેને ઠપકો આપતાં કહ્યુ કે 'એ ધર્મ સંપૂર્ણ રીતે ફરીથી કહેવા હું શક્તિમાન નથી તે સમયે-યુદ્ધ સમયે-મેં યોગયુક્ત થઇને પરબ્રહ્મનો ઉપદેશ આપેલો; હવે તો તે અંગેનો પ્રાચીન ઇતિહાસ જ કહીશ.' ચિ. ૧૪-૧૬-૧૧ થી ૧૪; એટલે ચોક્કસ યોગનિષ્ઠાથી ગીતાજ્ઞાનનો ઉપદેશ કરતા, શ્રીકૃષ્ણે પોતાને સર્વશક્તિમાન મૂર્તિમંત ઇશ્વર તરીકે કહેવા એ તેમના જ શબ્દોદ્વારા સ્પષ્ટ થાય છે.

(૨) જુઓ કૈવલ્ય ઉપનિષદ મન્ત્ર ૧૮ થી ૨૭ એમાં બ્રહ્માએ આશ્વલાયન મુનિને પરમાત્મરૂપ જાણનારાની સમજ બતાવી છે.

(૩) શ્રીમદ્ શંકરાચાર્યનાં નીચેના પુસ્તકો જોવાથી સમજાશે કે જેને અદ્વૈતાનુભવ કે આત્મદર્શન પ્રાપ્ત થયેલ છે તે આમ બોલી શકે.

स्वात्मनिरूपण; दशश्लोकी; ब्रह्मानुचिंतन; स्वात्मप्रकाशिका । ઇત્યાદિ.

(૪) ઉપર (૧-૨) મા કહેલી વિગત સામાન્યરીતે બધાને લાગુ પડે છે. પણ રાજાને વિશેષ લાગુ પડે છે. કારણ રાજાને 'સત્યમન્યુ' અને 'સત્ય ધર્મપ્રવર્તક' કહ્યો છે (૩-૧૮૩-૨૪); 'સત્યમન્યુ' ને બદલે 'સત્યયોનિર્' એવું પાઠાંતર કેટલીક પ્રતોમા મળે છે, તે પણ નોધપાત્ર છે.

૬ સર૦ 'શતપથ બ્રાહ્મણ'મા (૧) "આસુરિ ઋષિએ કહ્યું દેવો એક જ વ્રત પાળે છે તે સત્ય; તેથી સાચું જ બોલવું" उवाचासुरिरेकं ह वै देवा व्रतं चरन्ति यत्सत्यं तस्मादु सत्यमेव वदेत् । ૧૪-૧-૧-૩૩. (૨) 'દેવોએ અસત્યનો ત્યાગ કર્યો ને સત્યનો સ્વીકાર કર્યો. ते देवा उत्सृज्यानृतम् सत्यमन्वालेभिरे । ૯-૫-૧-૧૩. (૩) જે ખોટું બોલે છે તે અપવિત્ર છે. अमेध्यो वै पुरुषो यदनृतं वदति । ૩-૧-૨-૧૦ । (૪) અગ્નિની સ્થાપનાનો વિધિ એટલોજ છે કે સત્ય આચરવું तस्य वा एतस्याग्न्याधेयस्य सत्यमेवोपचारः । ચારે ઉલ્લેખ વિ. સં. માં ૧. ૫. ૬, ૭ માંથી.)

૧ = ફે. ૧-ચિ. ૧૩-૭૫-૨૮; સત્ય પ્રશંસા માટે જુઓ શાન્તિ. અ. ૧૫૬ અને ચિ. ૧૩-૭૫-૨૮ થી ૩૩; નચિ શ્લોક ૪૮ વગેરે.

આ શ્લોક અને હવે પછીના બે શ્લોક (૪૭, ૪૮) શકુન્તલાએ દુઃષ્યન્તને સત્યની મહત્તા અને સત્તા બતાવતાં કહેલા છે.[2]

શકુન્તલાની ઉક્તિઓમાં આ શ્લોકની અગાઉ અર્થવાદથી સત્યની વિશિષ્ટતા બતાવતા બે શ્લોકો છે તે સરખાવવા જેવા છે. સો કૂવાથી વાવ શ્રેષ્ઠ છે, સો વાવોથી ક્રતુ શ્રેષ્ઠ છે, સો ક્રતુથી પુત્ર શ્રેષ્ઠ છે અને સો પુત્રોથી સત્ય શ્રેષ્ઠ છે. એક હજાર અશ્વમેધયજ્ઞો અને સત્યને ત્રાજવામાં નાખી તોળવામાં આવે તો હજાર અશ્વમેધ કરતાં સત્ય જ વજનમાં વધારે થશે.[3] મ. ગાંધીજીએ ઉપરના (૧-૬૯-૨૨) શ્લોકમાં દર્શાવેલા વિચારના આધારે પોતે સનાતની હિંદુ છે એવો દાવો કરેલો છે '...વળી મહાભારતકાર ભગવાન વ્યાસ પ્રમાણે હું સનાતની છું. એમણે મહાભારતમાં કોઈ ઠેકાણે આ વિષયમાં આમ કહ્યું છે: ત્રાજવાના એક પલ્લામાં સત્યને મૂકો, ને બીજામાં યજ્ઞાદિ મૂકો. સત્યવાળું પલ્લું સો યજ્ઞો-રાજસૂય અને અશ્વમેધ સુદ્ધાં-વાળા પલ્લા કરતાં નીચું નમશે અને મહાભારતને જો પાંચમા વેદ તરીકે સ્વીકારીએ તો હું સનાતની હિંદુ હોવાનો દાવો કરી શકું; કારણ કે મારા જીવનની પ્રત્યેક ક્ષણે, હું કોઈ પણ જાતની બીજી ગણના કર્યા સિવાય સત્યનું પાલન કરતો આવી રહ્યો છું.[4]"

સત્યની જેમ 'આર્જવ' માટે પણ મ. ભા. માં ઉપર્યુક્ત શ્લોકમાંની ઉપમાનો ઉપયોગ થયેલો છે, એ નોંધવા જેવું છે.[5]

---

૨ વિગત માટે જુઓ ઉપર શ્લોક ૪૩, ૪૪.

૩ वरं कूपशताद्वापी वरं वापीशतात्क्रतुः ।
वरं क्रतुशतात्पुत्रः सत्यं पुत्रशताद्वरम् ॥ ૧-૬૯-૨૧.

अश्वमेधसहस्रं च सत्यं च तुलया धृतम् ।
अश्वमेधसहस्राद्धि सत्यमेव विशिष्यते ॥ ૧-૬૯-૨૨. સર. આદિ ક્ષેપક નં. ૭૫૯; ૧૨-૧૫૬-૨૬; ચિ. ૧૩-૭૫-૨૯, સર° ચિ. ૧૩-૨૨-૧૪; માર્કંડેય પુ. ૮-૪૨; રામાયણ (Gorresio) ૨-૧૧-૧૦; હિતોપદેશ (Schhegal) ૪-૧૨૯.

૪ 'ધર્મમંથન' ખંડ ૧૨, પ્રક. ૧, પૃ. ૭૦.

૫ (૧) सर्वतीर्थेषु वा स्नानं सर्वभूतेषु चार्जवम् ।
उभे एते समे स्यातामार्जवं वा विशिष्यते ॥ ચિ. ૧૩-૧૪૨-૨૯.

(૨) सर्वतीर्थेषु वा स्नानं सर्वभूतेषु चार्जवम् । ૫-૩૫-૨ અને ૩ = ઉપર ચિ. ૧૩-૧૪૨-૨૯ છે.

नास्ति सत्यात्परो धर्मो[1] न सत्याद्विद्यते परम् ।
न हि तीव्रतरं किंचिदनृतादिह विद्यते ॥ १-६९-२४ (४७)

સત્યથી શ્રેષ્ઠ ધર્મ નથી (અને) સત્યથી કંઈ શ્રેષ્ઠ નથી, કારણકે આ લોકમાં અનૃતથી વધુ તીવ્રતર પાપ છે જ નહિ

ઉપરના શ્લોકની જેમ આ પણ શકુન્તલાના વચનમાંથી લીધો છે.

મ. ભા. માં અન્યત્ર સત્ય અને અસત્યનું રૂપ સમજાવવા આ પ્રમાણે ઉલ્લેખ છે 'જેમકે જે સત્ય છે તે ધર્મ છે, જે ધર્મ છે તે પ્રકાશ છે અને જે પ્રકાશ છે તે સુખ છે, જે અસત્ય છે તે અધર્મ છે, જે અધર્મ છે તે તમસ્ છે અને જે તમસ્ છે તે દુઃખ છે આ બાબતમાં કહેવાય છે કે લોકસૃષ્ટિને જોનારા વિચક્ષણ પુરુષો શારીરિક અને માનસિક દુઃખોથી અને દુઃખ ઉદય કરનારાં (વિકારજન્ય) સુખોથી મોહ પામતા નથી.'[2]

મ. ભા. માં અહિંસાને અને આનૃશંસ્યને પણ સર્વશ્રેષ્ઠ ધર્મ કહ્યા છે તેની સાથે આ વિધાન સંગત છે–અસંગત નથી[3]

---

૧ અ.–૧૨–૩૨૯–૧૧ અ
સર૰ તુલસીદાસજીની ચોપાઈ

(૧ અ) न हि असत्य सम पातकपुंजा । गिरि सम होइ कि कोटिक गुंजा ॥
'આશ્રમભજનાવલિ' ભજન ૨૩ મું.

(૧ બ) धरमु न दूसर सत्य समाना । आगम निगम पुरान बखाना ॥ રામા. અયો. ૯૫ ૫.

(૨) सरं आनृशंस्यं परो धर्मः क्षमा च परमं बलम् ।
आत्मज्ञानं परं ज्ञानं न सत्याद्विद्यते परम् ॥ १२-३१६-१२ =के ३-२०३-४१, ૩ સાથ સર૰ ૮-૪૦ ૨૭ બ ૧૨-૧૧૦-૪, બ, ૧૨-૨૫૧-૧૦ બ,
यद् भूतहितमत्यन्तमेतत्सत्यं मतं मम ॥ १२-३१६-१३ कं=के ३-२०३-४२ कं

२ (१) तत्र यत्सत्यं स धर्मो यो धर्मः स प्रकाशो यः प्रकाशस्तत्सुखमिति ।
तत्र यदनृतं सोऽधर्मो योऽधर्मस्तत्तमो यत्तमस्तद् दुःखमिति । २ ॥ १२-१८३-५
शारीरैर्मानसैर्दुःखैः सुखैश्चाप्यसुखोदयैः ।
लोकसृष्टिं प्रपश्यन्तो न मुह्यन्ति विचक्षणाः ॥ १२-१८३-६

(૨) ૧૨-૧૮૩-૬ ના વિચાર સાથે સરખાવો ૬-૪૦-૩૮ (ગીતા. ૧૮-૩૮)

૩ જુઓ ઉપર પા. ટી. ૧ (૨), 'અહિંસા' (પ્રક. ૪) શ્લોક ૫૦, ૫૧, ઉપર 'ધર્મ' (પ્રક. ૩) શ્લોક ૪૦

સત્ય એ સાધ્ય અને સર્વનું મૂળ હોઈ સાધ્ય અને સાધન-સિદ્ધિ અને ધર્મ બન્ને છે પણ નિરપેક્ષ સત્ય દેહધારીથી પ્રાપ્ત કરી શકાય તેમ નથી. એટલે અહિંસા તથા તેના અંગભૂત સદ્‌ગુણોનો વિકાસ કરતો સત્યની બને તેટલી નજીક જવાનો રસ્તો-કુદરતી કાનૂન-ધર્મ-શોધાયો. એમ નિરપેક્ષ સત્ય પરમ ધર્મ છે. અને એ સત્યની નજીક લઈ જનાર અહિંસાદિ ગુણોનો આચાર પણ પરમ ધર્મ છે. સત્ય અને અહિંસા વિષે ઋષિઓની આચારની સમજમાં મધ્યમ ગુણ તત્ત્વોનું એકીકરણ અને સમીકરણ હોય છે.[૪] સત્યના ગુણોનું વર્ણન કરતાં કવિ વ્યાસે આ વિચારને સ્ફુટ કરીને કહ્યું છે, 'સત્યથી શ્રેષ્ઠ ધર્મ નથી, અનૃતથી મોટું પાપ નથી. સત્ય જ ધર્મની ખરી સ્થિતિ છે, માટે સત્યનો લોપ ન કરવો. કેવળ સત્યનો જ આશ્રય કરવાથી દાન, દક્ષિણાવાળા યજ્ઞો, અગ્નિહોત્ર, વેદાધ્યયન અને ધર્મ સંબંધી નિશ્ચયો-સ્મૃતિનું ફળ મનુષ્યને પ્રાપ્ત થાય છે.[૫]

राजन्सत्यं परं ब्रह्म सत्यं च समयः परः।
मा त्याक्षीः समयं राजन्सत्यं संगतमस्तु ते ॥[१] १-६९-२५ (४८)

હે રાજન્! પરમ સત્ય-નિરપેક્ષ સત્ય એ બ્રહ્મ છે, સત્ય પરમ નિયમ છે, માટે તમારા સંકેતનો ત્યાગ ન કરો, રાજન્! સત્યની સાથે તમારો સંગમ થાઓ.[૨]

આ શ્લોક પણ શકુંતલાના વક્તવ્યમાંનો છે.

આ વિચારથી ઋષિએ, ઈશ્વર, બ્રહ્મ આદિ શબ્દોને રૂઢ બનાવી જડ કર્મકાંડ કરનારાઓને ઈશ્વર, બ્રહ્મ, રામ કે ચૈતન્યતત્ત્વનું વાસ્તવિક રૂપ એ નિરપેક્ષ સત્ય છે એમ મનાવ્યું છે. સદ્‌ગુણોનો સમૂહ અને તેનો આચાર એ નિરપેક્ષ સત્યને

---

૪ જુઓ નીચે શ્લોક ૪૮

૫ नास्ति सत्यात्परो धर्मो नानृतात्पातकं परम् ।
स्थितिर्हि सत्यं धर्मस्य तस्मात्सत्यं न लोपयेत् ॥ १२-१५६-२४.

उपैति सत्याद्दानं हि तथा यज्ञाः सदक्षिणाः ।
त्रेताग्निहोत्रं वेदाश्च ये चान्ये धर्मनिश्चयाः ॥ १२-१५६-२५.

૧ સર૰ (૧) सत्यमेव ब्रह्म । શતપથ બ્રા૰ ૨-૧-૪ ૧૦ વિ સં મ. ૧-૫-૭,
(૨) એ આત્માને જ સત્ય કહે છે सत्यमित्यभिधक्षते । ઇ તૈત્તિ૰ ઉપ ૨ ૧મા
(૩) આ બ્રહ્મનું નામ જ સત્ય છે एतस्य ब्रह्मणो नाम सत्यमिति । છાં૰ ૮ ૩-૪

૨ શકુંતલાથી જન્મેલા પુત્રને યુવરાજ પદે સ્થાપવાનો અને શકુંતલાને નગરમાં લઈ જવાનો કરાર ૧-૬૭-૧૫-થી-૧૮.

પામવાનો આસ્તિક રસ્તો છે. મ. ભા.માં અનેક ઠેકાણે સત્યને પરબ્રહ્મ તથા સર્વની પ્રતિષ્ઠા કહેલ છે, એમાંનાં થોડાંક વચનો આ પ્રમાણે છે. (૧-૨) વિદુરનીતિ જેમ સમુદ્ર તરવા માટે નૌકા હોય છે તેમ સત્ય એ મોક્ષ પામવાની એક અને અદ્વિતીય સીડી છે એ શું તમે જાણતા નથી?[3] (૩) સત્યના સ્વરૂપ વિના ધર્મરાજના જાપકમાં પિતામહે અધિકારીતમ-શુદ્ધતમ સત્યનું[4] વર્ણન કરતાં સત્યને સનાતન ધર્મ, પરમગતિ, તપ, યોગ, સનાતન બ્રહ્મ, શ્રેષ્ઠ પદ અને સર્વની પ્રતિષ્ઠા તરીકે કહ્યું.[5] વળી સત્યના આકાર અને લક્ષણો કહેતાં તેર પ્રકારના સત્યનું ટૂંકામાં અને સમજૂતી સાથે વર્ણન કર્યું. સત્યના તેર આકારો-પાસાં તે આ પ્રમાણે-સત્ય, સમતા, દમ, અમાત્સર્ય, ક્ષમા, હ્રી, તિતિક્ષા,

---

૩ एकमेवाद्वितीयं तद्यद्राजन्नावबुध्यसे ।
सत्यं स्वर्गस्य सोपानं पारावारस्य नौरिव ॥ ५-३३-४६,

'વિદુરનીતિ'ના વિદુર ધૃતરાષ્ટ્રને કહે છે. આ શ્લોક ઉપર ટીકા કરતાં લખે છે 'सत्यं यथार्थभाषणं स्वर्गस्य परं' सत्यं ब्रह्म स्वर्गो मोक्षः...। કે. ૧૨-૨૮૮-૨૧ ક. બીજો સંદર્ભ શાંતિપર્વનો છે.

૪ ૧૨-૧૫૬ ૧ થી ૩; ૪ થી ; એ શુદ્ધતમ સત્યનું પાલન થાય તો જ ચાતુર્વર્ણ્ય સમાજમાં સંકર-સડો ન પેસે એમ ભીષ્મ દ્વારા પરમર્ષિ વ્યાસે જણાવ્યું છે. ૧૨-૧૫૬-૪;

परं न पावनतमं किंचिदस्मादध्यगमं क्वचित् ॥
आचक्षेऽहं मनुष्येभ्यो देवेभ्यः प्रतिसंचरन् ।
सत्यं स्वर्गस्य सोपानं पारावारस्य नौरिव ॥ १२-२८८-३०, ३१.

સત્ય કરતાં વધુ પાવનકર મને ક્યાંય પ્રાપ્ત થયું નથી. હું સર્વ સ્થળે વિચરતાં મનુષ્યોને અને દેવોને કહ્યા કરું છું કે નૌકા જેમ સમુદ્ર તરવાનું સાધન છે એમ સત્ય સ્વર્ગમાં ચડવાનું પગથિયું છે. (હંસરૂપધારી પ્રજાપતિ બ્રહ્મદેવ અને સાધ્યોના સંવાદમાં બ્રહ્માનું વચન)

૫ (૧) सत्यं सत्सु सदा धर्मः सत्यं धर्मः सनातनः ।
सत्यमेव नमस्येत सत्यं हि परमा गतिः ॥
१२-१५६-४; अनु. १३-११४-७१

सत्यं धर्मस्तपो योगः सत्यं ब्रह्म सनातनम् ।
सत्यं यज्ञः परः प्रोक्तः सत्ये सर्वं प्रतिष्ठितम् ॥ १२-१५६-५

(૨) સર૦ ૧૨-૨૫૧-૧૦; ૩-૨૦૩-૪૨ વગેરે.
दुर्ज्ञेयः शाश्वतो धर्मः स च सत्ये प्रतिष्ठितः । ३-१६७-३६

અનસૂયા, ત્યાગ, ધ્યાન, આર્યત્વ, સતત સ્થિર એવી ધૃતિ, અને અહિંસા.[6] આ તેર લક્ષણોની સમજુતી પણ ઋષિએ સાથે આપી છે. (૧) અવિનાશી, સત્યદર્શી સદાય અવિકારી અને સર્વ ધર્મોથી અવિરુદ્ધ એ સત્યનું લક્ષણ છે. અને તે યોગથી પ્રાપ્ત થાય છે.[7] (૨)[8] ઇચ્છા, દ્વેષ, કામ અને ક્રોધનો ક્ષય કરવો, પોતાનો પ્રિયજન હોય અપ્રિય હોય કે શત્રુ હોય તે પ્રત્યે સમદૃષ્ટિ એ સમતા.[8] (૩) ઇર્ષાપૂર્વક કોઇનુ લઈ લેવાની લાલચ ન કરવી કાયમ ધૈર્ય, ગાંભીર્ય, અભય અને ક્રોધશમન તે દમ. આ દમ જ્ઞાનથી પ્રાપ્ત થાય છે.[9] (૪) દાન અને ધર્મ કરતા (ક્રોધ-અભિમાનનો) સંયમ કરવો તે અમાત્સર્ય. સતત સત્યમાં જ ચિત્ત લગાડવાથી અમત્સરી થવાય છે[10] (૫) અક્ષમાના હેતુભૂત અપ્રિય બાબતો અને ક્ષમાના હેતુભૂત પ્રિય બાબતોને જે સજ્જન સદાય સહન કરે છે તે સત્યવાન્ ક્ષમાગુણને સારી રીતે પ્રાપ્ત કરે છે.[11] (૬) હ્રીમાન્ કદી (પોતાનાં કે બીજાનાં) વખાણ કરતો નથી, (બીજાનું અને પોતાનું) ભલું કરે છે, તેની વાણી અને મન સદા પ્રશાન્ત રહે છે. આ હ્રી ધર્મ-કર્તવ્યપાલન-થી પ્રાપ્ત થાય છે[12] (૭) ધર્મ અને અર્થને માટે ધર્માર્થહેતોઃ—જે સહન કરનામાં

---

૬ सत्यं च समता चैव दमश्चैव न संशयः ।
अमात्सर्यं क्षमा चैव ह्रीस्तितिक्षानसूयता ॥ १२-१५६-८
त्यागो ध्यानमथार्यत्वं धृतिश्च सततं स्थिरा ।
अहिंसा चैव राजेन्द्र सत्याकारास्त्रयोदश ॥ १२-१५६-९

૭ ૧૨-૧૫૬-૧૦, सर्वधर्माविरुद्धं કહીને કવિએ નિરપેક્ષ સત્યધર્મ કોઈપણ ધર્મ (સંપ્રદાય, વિચારધારા) ની સાથે દ્વેષ કરતો નથી એમ બતાવ્યું છે योग નો અર્થ યોગ્યતા અને વલણ અનુસાર ઉત્કટ લગની, કર્મયોગ, જ્ઞાનયોગ, અષ્ટાંગયોગ વ. થઇ શકે

૮ ૧૨-૧૫૬-૧૧.

૯ दमो नान्यस्पृहा ૧૨-૧૫૧-૧૨;
सर्वं दमं द्वारं ह्यमृतस्येह वेद्मि ૧૨-૨૮૮-૨૦.

૧૦ ૧૨-૧૫૬-૧૩, જુઓ ચિ. ૧૩-૭૧ થી ૭૫ સુધીના અધ્યાય સુધી દાનની પ્રશંસા કર્યા પછી દાન કરતા દમને શ્રેષ્ઠ ગણ્યો છે સંયમને દાન કરતા શ્રેષ્ઠ ગણાવતા કારણોમા એક કારણ એવું છે કે 'દાતા (કોઇ સમયે અભિમાનવડે) કોપાયમાન થાય છે માટે દાન કરતા દમ શ્રેષ્ઠ છે જે દાન દઇને પણ કોપ કરતો નથી તેને સનાતન લોકો પ્રાપ્ત થાય છે. જોઈ' ચિ ૧૩-૭૫-૧૫ ઈ

૧૧ ૧૨-૧૫૬-૧૪.

૧૨ ૧૨-૧૫૬-૧૫.

આવે છે તે તિતિક્ષા કે ક્ષાન્તિ કહેવાય છે. આ તિતિક્ષાગુણ લોકસંગ્રહાર્થે ઉપયોગ કરાય છે. અને તે ધૈર્યથી મળે છે.[13] (૮) અનસૂયા પરગુણોમાં દોષદર્શન કરવાની વૃત્તિમાંથી નિવૃત્તિ, આ ગુણ ઉપર કંઇ વ્યાખ્યા કરેલી નથી. સંભવતઃ ઉપર તિતિક્ષાની વ્યાખ્યામાં એ સમાઇ જાય છે તેથી અલગ શ્લોક નથી આપ્યો. (૯) આસક્તિનો ત્યાગ અને તે જ પ્રમાણે વિષયોનો ત્યાગ એ ત્યાગ છે, રાગદ્વેષ વગરના મનુષ્યનો ત્યાગ બીજી રીતનો હોતો નથી.[14] (૧૦) ધ્યાન આ ગુણ ઉપર પણ સ્વતંત્ર વ્યાખ્યા નથી આપી. ટીકાકાર નીલકંઠ ઉપરના 'ત્યાગ' વિષયના શ્લોકમાં 'એ ત્યાગ છે' ત્યાં 'એ ધ્યાન છે' એમ મૂકવા સૂચવે છે. બે જુદા શબ્દોદ્વારા એક વિચાર વ્યક્ત થાય છે એમ એનું કહેવું છે. (૧૧) વીતરાગ બની તે યત્નવત્ થઇને પ્રયત્નપૂર્વક પ્રાણીઓનું કલ્યાણ કરવું તે આર્યતા કે આર્યત્વ.[15] (૧૨) જે ગુણથી સુખ કે દુઃખમાં મનુષ્યમાં વિક્રિયા-વિકાર પેદા નથી થતો તે ધૃતિ, ઉન્નતિ ઇચ્છનારા પ્રાજ્ઞ સદા તેને સેવવો. સર્વથા ક્ષમાવાન અને સત્યનિષ્ઠ થવાથી તથા હર્ષ, ભય અને ક્રોધનો ત્યાગ કરવાથી ધૃતિ પ્રાપ્ત થાય છે.[16] (૧૩) સર્વ પ્રાણીઓનો મન, વચન અને કર્મથી અદ્રોહ, દયા રાખવી અને દાન કરવું તે સજ્જનોનો સનાતન (અહિંસા) ધર્મ છે.[17] સત્ય સાથે સંબંધ ધરાવતા આ તેર ગુણો સત્યની જ વૃદ્ધિ કરે છે. બાકી સત્યના ગુણો તો એટલા બધા છે કે તેની ગણત્રી થઇ શકે જ નહિ એટલે જ બ્રાહ્મણો અને પિતૃઓ સહિત દેવો સત્યની પ્રશંસા કરે છે[18]

(૪-૫) 'સત્ય બ્રહ્મ છે, સત્ય તપ છે, સત્ય પ્રજાઓને ઉત્પન્ન કરે છે, સત્યથી જગતનું ધારણ થાય છે અને સત્યથી સ્વર્ગે જવાય છે'[19] (૬) જેમ

---

૧૩ ૧૨-૧૫૬-૧૬, વિશાળ ક્ષેત્રમાં ઉપયોગ કરાતી ક્ષમાનુ નામ તિતિક્ષા

૧૪ ૧૨-૧૫૬-૧૭='બ્રહ્મવિદ્યા' (પ્રક૦ ૫) શ્લોક ૫૭

૧૫ आर्यता नाम भूतानां य: करोति प्रयत्नत: ।
शुभं कर्म निराकारो वीतरागत्वमेव च ॥ ૧૨-૧૫૬-૧૮

૧૬ ૧૨-૧૫૬-૧૯, ૨૦.

૧૭ ૧૨-૧૫૬-૨૧,=ફે૦ 'ગીત' (પ્રક૦ ૧૮) શ્લોક ૧૫૮, જુઓ ઉપર શ્લોક ૪૭નું ઉદ્ધારણ ખાસ કરીને ઉત્તરનો ભાગ

૧૮ ૧૨-૧૫૬-૨૨, ૨૩

૧૯ (૧) ૧૨-૧૮૩-૧, સર° ચિ ૧૪-૩૫-૩૨ થી ૩૫
(૨) જેમ કરોળિયો પોતાની લાળના તાતણા વડે ઉપર જાય છે અને જેમ અગ્નિમાંથી અનેક ક્ષુદ્ર ચિનગારિયો ઉડે છે તેમ આ આત્મામાંથી સર્વ પ્રાણો, સર્વ જગતો, સર્વ દેવો અને સર્વ પ્રાણીઓ ઉત્પન્ન થાય છે. આ આત્માનુ

વાછરડું ગાયનાં ચારે આંચળને ધાવે છે તેમ માણસે સત્ય, દમ, આર્જવ, આનૃશંસ્ય, ધૃતિ તિતિક્ષા, સ્વાધ્યાય, બીજાનું લેવાની ઈચ્છાનો ત્યાગ અને એકાંતશીનતાનું સેવન કરવું એ બધા સાધનોમાંથી સત્યથી અભિન્ન પવિત્ર કરનારું સાધન મને કોઈ ઠેકાણે મળ્યું નથી[20] (૭) સર્વ સંબંધીઓ પાસેથી પ્રાણત્યાગ કરવાની અનુજ્ઞા લેતાં પિતામહે કહ્યું 'તમારે સત્યને માટે હંમેશાં પ્રયત્ન કરવો, કારણ સત્ય એ જ પરમ બળ છે વગેરે'[21]

આ સાથે આપણા યુગના મહાપુરુષ પૂ૦ ગાંધીજી–જેમણે પોતાના જીવનને 'સત્યના પ્રયોગો' કહ્યું છે, તેમનાં કેટલાંક મહત્ત્વનાં લખાણો સરખાવતાં ઋષિકવિ અને 'મહાત્મા'ના વિચારોમાં રહેલું સામ્ય–અનુભવમાંથી નીકળેલું સમાન તારતમ્ય દેખાઈ આવશે (૧) 'સત્ય' શબ્દ સત્‌માંથી છે સત્ એટલે હોવું. સત્ તે હોવાપણું સત્ય સિવાય બીજી કોઈ વસ્તુને હસ્તી જ નથી પરમેશ્વરનું ખરું નામ જ 'સત્' એટલે 'સત્ય' છે તેથી પરમેશ્વર 'સત્ય' છે એમ કહેવા કરતાં 'સત્ય' એ જ પરમેશ્વર છે, એમ કહેવું વધારે યોગ્ય ગણાય[22] (૨) રાઉન્ડ ટેબલ કોન્ફરન્સમાંથી પાછા ફરતાં સ્વીટ્ઝર્લેન્ડમાં પૂછાયેલા એક પ્રશ્નના જવાબમાં ગાંધીજીએ ઉપર 'મંગળપ્રભાત'ના અવતરણમાં આપેલો વિચાર દર્શાવ્યો છે વધારામાં કહ્યું છે કે "સત્ય એ જ પરમેશ્વર છે' એમ કહીને હું ચાર્લ્સ બ્રેડલો જેવા નાસ્તિક સત્યાચારીને પણ આપમેળે ટીકાનાં હથિયાર હેઠાં મૂકતો કરી દઈ શકું છું × × × 'સત્ય શું છે?' એ જણાવતાં એમણે કહ્યું કે 'આ મુશ્કેલ પ્રશ્ન છે પણ અંતરનો અવાજ જે કહે તે સત્ય છે, એમ કહીને મારા માટે આ પ્રશ્નનો મેં ઉકેલ કર્યો છે પણ આ અંતરનો અવાજ સત્ય અહિંસા બ્રહ્મચર્ય અપરિગ્રહ એ યમોના પાલનથી અને સંપૂર્ણ નિરભિમાનપણાથી–નમ્રતાથી–જાતે શૂન્ય થઈ જવાથી જ સાંભળી શકાય આ દુર્ગમ માર્ગ વિષે

ગૂઢ નામ–ઉપનિષદ્ 'સત્યનું સત્ય' છે પ્રાણો સત્ય છે આત્મા તેમનું સત્ય છે બ ઉ ૨ ૧ ૨૦

20 શાં ૧૨-૨૮૮-૨૯, ૩૦ હંસરૂપધારી બ્રહ્મા અને સાધ્ય દેવો વચ્ચેના 'હંસ સાધ્ય સંવાદ'માં હંસ કહે છે

21 શાં ૧૩-૧૬૭ ૪૯

22 'મંગળ પ્રભાત'માં પ્રકરણ ૧ લું 'સત્ય' સદ્ 'નિત્ય નૂતન' પૃ ૩, તા૦ ૨૦-૧૧-૪૪ માં વિચાર

આનાથી વધુ હું કહી શકું નહિ.[૨૩]

(૩) પરમેશ્વરની વ્યાખ્યાઓ અગણિત છે, કેમકે તેની વિભૂતિઓ પણ અગણિત છે. એ વિભૂતિઓ મને આશ્ચર્યચકિત કરે છે, એ મને ક્ષણવાર મુગ્ધ પણ કરે છે. પણ હું પૂજારી તો સત્યરૂપી પરમેશ્વરનો જ છું. એ એક જ સત્ય છે અને બીજું બધું મિથ્યા છે. એ સત્ય મને જડ્યું નથી પણ હું એનો શોધક છું.[૨૪]

(૪) સત્યથી ભિન્ન કોઈ પરમેશ્વર હોય એવું મેં નથી અનુભવ્યું. સત્યમય થવાને સારુ અહિંસા એ જ એક માર્ગ છે, એમ આ પ્રકરણોને ('આત્મકથા'ના) પાને પાને ન દેખાયું હોય તો આ (લખવાનો) પ્રયત્ન વ્યર્થ સમજું છું. × × × અહિંસા એ નમ્રતાની પરાકાષ્ઠા છે. અને નમ્રતા વિના મુક્તિ કોઈ કાળે નથી એ અનુભવસિદ્ધ વાત છે.[૨૫]

લેકિન, જ્ઞાન અને વૈરાગ્યના શ્રેષ્ઠ ગ્રંથ શ્રીમદ્ ભાગવતનું મંગળ કરતાં તેના કવિએ '[૨૬]જેનાથી ઉત્પત્તિ (સ્થિતિ અને લય) વગેરે થાય છે, જે બધે વ્યાપેલ

---

23 '...His face would redden if I would say "Mr. Bradlaugh, you are a truthfearing man, and so a God-fearing man." I would automatically disarm his criticism by saying that truth is God...'

"What then is truth ?"

"A difficult question (said Gandhiji) but I have solved it for myself by saying that it is what the voice within tells you × × × Therefore we have the belief based upon experience, that those who would make individual search after truth as God, must go through several vows, as for instance, the vow of truth, the vow of brahmacharya (*purity*)-*for you cannot divide your love for Truth and God with anything else*-, the vow of non-violence, of poverty and non-possession. × × × Truth is not to be found by anybody, who has not got an abundunt sense of humility. If you would swim on the bosom of the ocean of Truth you must reduce yourself to a zero. Further than this I canuot go along this fascineting path. 'Hindu Dharma' article 40th. P. 66 to 69,

૨૪ 'આત્મકથા' પ્રસ્તાવના પૃ. ૫; આ અવતરણનું બીજું અનુસંધાન જુઓ નીચે શ્લોક ૪૬ના ફૂટનોટમાં પા. ટી. નં. ૧૨ ના ઉલ્લેખવાળી નોંધ.

૨૫ 'આત્મકથા' દ્વિતીય ખંડ, પૃ. ૩૭૯, ૩૮૦; કૌંસમાં મૂકેલા શબ્દો મારા છે. (હ.જે)

૨૬ जन्माद्यस्य यतोऽन्वयादितरतश्चार्थेष्वभिज्ञः स्वराट्

तेने ब्रह्म हृदा य आदिकवये मुह्यन्ति यत्सूरयः।

છતાં અલિપ્ત છે, જે જ્ઞાનસ્વરૂપ અને સ્વયંપ્રકાશ છે, જેમાં વિદ્વાનો પણ મો પામે છે એવા બ્રહ્મ-વેદોનો જેણે આદિ કવિ-બ્રહ્માના હૃદયમાં પ્રકાશ કર્યો છે તે જ માટી અને પાણીના વિનિમયથી થતી રચનાઓ જેમ મિથ્યા હોવા છ સાચી ભાસે છે, એમ જેનાથી ઉત્પન્ન થયેલી ત્રિવિધ સૃષ્ટિ-સાત્વિક રાજસિક અને તામસિક સૃષ્ટિ-મિથ્યા હોવા છતાં સાચી ભાસે છે[૨૭] અને જેણે પોતાના પ્રકાશથી સદાય (અસત્ય અથવા માયારૂપી) કપટને ઓગાળી નાંખ્યું છે એવા પરસત્યનું-નિરપેક્ષ સત્યનું-પૂર્ણ સત્યનું અમે ધ્યાન કરીએ છીએ.' એમ પ્રતિજ્ઞા કરીને ભગવાનના અવતારોનાં ઉત્તમ ચરિત્રોનું-વસ્તુતઃ પરમ સત્યનું પાવનકારી ગાન કર્યું છે. એ મનોહર મધુર ગાનના અંતે પરમાત્મા અને શુકદેવજી સહિત પરમાત્મરૂપ ભાગવતના દ્રષ્ટાઓને પ્રણામ કરતાં કવિ-લેખકે ઉપસંહાર કર્યો છે તેમાં 'જે ભગવાને કરુણાથી આ અનુપમ જ્ઞાનપ્રદીપને-ભાગવતને-પહેલાં (બ્રહ્માની પાસે) પ્રકાશિત કર્યો, અને બ્રહ્માના રૂપે નારદમુનિ પાસે પ્રકાશ કર્યો; નારદના રૂપથી કૃષ્ણ દ્વૈપાયન વેદવ્યાસ પાસે પ્રકાશ કર્યો, વેદવ્યાસના રૂપથી યોગીન્દ્ર શુકદેવ પાસે પ્રકાશ કર્યો; અને તે પછી શુકદેવના રૂપે રાજા પરીક્ષિત પાસે પ્રકાશ કર્યો; તે શુદ્ધ વિમલ શોકરહિત અમૃતપદ રૂપ પરમ સત્યનું અમે ધ્યાન કરીએ છીએ.'[૨૮] એમ કહ્યા બાદ પ્રણામના બીજા ત્રણ શ્લોક કહ્યાને ગ્રંથની સમાપ્તિ કરી છે. શ્રીમદ્ ભાગવતના આ શ્લોકો મહાભારતના ઉપર્યુક્ત વિચારનો વિસ્તાર કરે છે, ગાંધીજીના વિચારોને ઉત્તમ પ્રમાણરૂપ સિદ્ધ કરે છે, અને સત્યરૂપી પરમેશ્વરના રૂપ વિષે બને તેટલો વધુ વિશદ ખ્યાલ આપવા પ્રયત્ન કરે છે.[૨૯]

---

तेजोवारिमृदां यथा विनिमयो यत्र त्रिसर्गो मृषा
धाम्ना स्वेन सदा निरस्तकुहकं सत्यं परं धीमहि ॥ ભાગવત. ૧-૧-૧

૨૭ તદ્દન પ્રાથમિક મિથ્યા દેખાવો દા. ત. મૃગજળ, પાણીને કાચ, કાચને પાણી, દોરડીમાં સર્પની ભ્રાંતિ, છીપમાં રૂપાની ભ્રાંતિ વગેરે અને એ પ્રમાણે ઉત્તરોત્તર સૂક્ષ્મતા પ્રમાણે અનેક જાતની ભ્રાંતિ શારીરિક માનસિક આધ્યાત્મિક ભ્રાંતિઓ એટલે કે પરમ સત્ય સિવાય જે કંઈ દેખાય છે, ભાસે છે તે મિથ્યા છે, ભ્રાંતિ છે.

૨૮ कस्मै येन विभासितोऽयमतुलो ज्ञानप्रदीपः पुरा
तद्रूपेण च नारदाय मुनये कृष्णाय तद्रूपिणा ।
योगीन्द्राय तदात्मनाथ भगवद्राताय कारुण्यत-
स्तच्छुद्धं विमलं विशोकममृतं सत्यं परं धीमहि ॥

૨૯ આ ઉપરાંત જેને ભાગવતધર્મના ભગવાનના નિરૂપણ વિષે કંઈ ખ્યાલ નથી એવા સજ્જનોની ભ્રાંતિને પણ આ શ્લોકો સારી રીતે દૂર કરે છે.

मम प्रतिज्ञां च निबोध सत्यां
वृणे धर्मममृताज्जीविताच्च ।
राज्यं च पुत्राश्च यशो धनं च
सर्वं न सत्यस्य कलामुपैति ॥ ३-३५-२१. (४९)

(હે ભીમસેન!) મારી સત્ય પ્રતિજ્ઞાને તું સાંભળ. હું ધર્મને અમૃત તથા જીવિતથી પણ અધિક ગણું છું. રાજ્ય પુત્રો યશ અને ધન એ સર્વ સત્યની એક કલાને પણ પહોંચી શકે નહિ.

અરણ્યવાસમાં દ્રૌપદી અને ભીમસેને ધર્મરાજને વનવાસને બદલે કૌરવો સાથે યુદ્ધ કરી બળપૂર્વક રાજ્ય પાછું મેળવવા માટે વારંવાર સમજાવ્યા, મેણાં માર્યાં, બૃહસ્પતિ આદિના નીતિવાદ અને (હજુ આજે પણ પુષ્કળ પ્રમાણમાં પ્રચલિત છે એવી કામનિક) ધર્મ માન્યતાઓનાં પ્રમાણ આપ્યાં.[1] ત્યારે ધર્મરાજએ પોતાની મનોવ્યથા વર્ણવી. વનવાસના દુઃખનો સર્વ દોષ પોતાને માથે ઓઢી લીધો. અને છેવટે એમણે ઉપરનો શ્લોક કહ્યો.[2]

---

૧ કથાના સાર માટે જુઓ 'ધર્મ' (પ્રક૦ ૨) શ્લોક ૩૭.

૨ ધર્મરાજની સત્યપ્રીતિ માટે ધર્મરાજ જ નહિ પણ ભીષ્મ, દ્રૌપદી, ભીમ, દ્રોણ અને વિદ્વાન અને સજ્જન પ્રજાજનો વ૦ નો પણ એ જ અભિપ્રાય હતો. જુઓ (૧) વસ્ત્રાહરણ પ્રસંગે દ્રૌપદી જીતાઈ કે નહિ તેનો નિર્ણય ભીષ્મ બરાબર નહોતા કરી શકતા. તેનાં કારણોં દર્શાવતાં ભીષ્મે એક કારણ આપતાં કહ્યું કે "યુધિષ્ઠિર સમૃદ્ધિસભરેલી આખી પૃથ્વીને જતી કરશે પણ સત્યનો ત્યાગ કરશે નહિ એવા એ પાંડવે 'હું જીતાયો છું' એવું કહ્યું છે તેથી આ પ્રશ્નનો 'હું' તોડ કરી શકું તેમ નથી.' ૨-૬૧-૪૧ થી (૨) દ્રૌપદીએ પોતાની દલીલો દરમ્યાન કહ્યું કે તમારું રાજ્ય અને જીવન પણ ધર્મને માટે જ છે + + તમે મારા સહિત ભીમ અર્જુન અને માદ્રીપુત્રોને ત્યજી શકો પણ ધર્મને કદી ત્યજો નહિ એમ હું માનું છું. ૩-૩૧-૫, ૬ વ. (૩) ભીમસેને પોતાની દલીલો દરમ્યાન કહ્યું, આગેવાનોની પરિષદોમાં તમારી સ્તુતિઓ અને (દુર્યોધન વ૦) બીજાઓની નિંદા થાય છે વળી હે મહારાજ ! બ્રાહ્મણો અને ગુરુઓ ભેગા મળીને તમારી સત્યપ્રતિજ્ઞાની આ વાત કરે છે કે, તમે મોહ કૃપણતા લોભ ભય કામના અને અર્થને માટે પણ કદીયે અસત્ય બોલ્યા નથી. ૩-૩૪-૭૨થી ૭૪ સર' 'ભારતસાવિત્રિ', (પ્રક,૨૧) શ્લો. ૧૯૩. (૪) અશ્વત્થામાના વધની વાત ભીમે કહી ત્યારે દ્રોણાચાર્યે આ વાતની ખાત્રી માટે યુધિષ્ઠિરને પૂછવાનું નક્કી કર્યું, કારણ કે 'ત્રણે લોકના ઐશ્વર્ય માટે પણ પાર્થ યુધિષ્ઠિર કદીય અસત્ય બોલે નહિ એવી દ્રોણને ચોક્કસ ખાત્રી હતી. યુધિષ્ઠિર બાળક હતા ત્યારથી જ એ સત્યવાદી છે એવી દ્રોણને શ્રદ્ધા હતી, અને એટલે જ બીજા કોઈને નહિ પણ એમને જ પૂછવાનું તેમણે નક્કી કર્યું.' ચિં.

આવા મહાન સત્યધર્મી ધર્મરાજ જ્યારે ભારતયુદ્ધની મહાભયાનક કટોકટીની ઘડી આવી ત્યારે ગોવિંદ અને ભીમસેનની પ્રેરણાથી, જયની આસક્તિથી અને સૈન્ય સહિત પોતાના રક્ષણ માટે 'અશ્વત્થામા હણાયો છે' એમ મોટેથી અને 'હાથી હણાયો છે' એમ ધીમેથી બોલ્યા.[૩] બોલ્યા તો 'સાચું' પણ અર્થ અને આચાર 'ખોટો', એટલે કે સત્યનો આભાસ ઊભો કર્યો. કઠ ઉપનિષદ કહે છે એમ આ માર્ગ—સત્યનો માર્ગ—અસ્ત્રાની ધાર ઉપર ચાલવા જેવો કઠણ છે.[૪] ધર્મરાજના અસત્યાચરણ માટે આમ કહી શકાય: આ મહાન સનિષ્ઠ ધર્માચરણી સત્યવાદીએ વર્ષો સુધી અન્યાયી રીતે દુઃખ જ ભોગવ્યા કર્યું—વ્યક્તિગત, કૌટુંબિક, અને સામાજિક, એમ ત્રિવિધ રીતે. આનો છેડો મહાભારત યુદ્ધથી લાવવાનું નક્કી થયું. તેમાં દરેક વખતે શ્રીકૃષ્ણની તીક્ષ્ણ બુદ્ધિમત્તાથી પાંડવો પાર ઊતરતા. પણ દુર્યોધનના વાક્પ્રહારથી ઉશ્કેરાયેલા દ્રોણાચાર્યે અધર્મયુદ્ધથી[૫]—યુદ્ધમાં અધર્મ જ હોય એમ વ્યાસનો મત છે—એક બાજુ પાંડવસેનાનો ઘાણ કાઢવા માંડ્યો. બીજી બાજુ અર્જુન ગુરુ દ્રોણની સામે લડવા તૈયાર નહોતો. એ સમયે વિજયી પાંડવો પરાજિત બનવાની અણી ઉપર આવી ગયા. ત્યારે યુધિષ્ઠિર થોડા સમય માટે વિહ્વળ થઈ ગયા અને મહામુસીબતે[૬] તેમણે આવું સત્યાભાસી અસત્ય બોલવાનું

---

૭-૧૯૭-૪૩, ૪૪ (૫) સર૦ યુધિષ્ઠિર વચન 'હું અસત્ય બોલવાની હામ ધરી શકતો નથી, કારણ એ મારામાં છે જ નહિ' ૩-૪૯-૨૭, 'પૃથ્વીનું સર્વ ધન, દેવોનું સર્વ દિવ્ય ધન, પ્રજાપતિનો લોક, સ્વર્ગલોક અને બ્રહ્મલોક એમાંનું કશું પણ હું અધર્મથી લેવાની ઈચ્છા કરતો નથી.' ૫-૨૮-૮.

૩ (ચિ. દ્રોણપર્વ અ. ૧૯૦-૪૪થી ૫૫) crit દ્રોણ અ. ૧૬૪-૯૫થી

૪ (૧) उत्तिष्ठत जाग्रत प्राप्य वरान्निबोधत ।
क्षुरस्य धारा निशिता दुरत्यया
दुर्गं पथस्तत्कवयो वदन्ति ॥ ક ઉ ૧-૩-૧૪.

(૨) (સત્યના માર્ગ વિષે) 'એ માર્ગ જો કે ખાંડાની ધારે ચાલવા જેવો છે છતાં મને તે સહેલામાં સહેલો લાગ્યો છે. એ માર્ગે જતાં મારી ભયંકર ભૂલો પણ મને નજીવી જેવી લાગી છે કારણકે એ ભૂલો કરતાં છતાં હું બચી ગયો છું અને, મારી સમજણ પ્રમાણે, આગળ પણ વધ્યો છું.' ગાંધીજી. 'આત્મકથા' ખંડ ૧. પ્રસ્તાવના પૃ ૬.

૫ (crit. ૭-૧૬૯-૩૩થી ચિ. ૭-૧૯૮-૩૮થી ૪૫), જુઓ નીચે 'યુદ્ધ-નિર્ણયકર્તા' (પ્ર. ૧૩) શ્લોક ૧૨૯, ૧૩૦, પા નો ૧૨.

૬ શ્રીકૃષ્ણનો દ્રોણને મારવાનો વિચાર અર્જુનને ન ગમ્યો બાકી બધાને પસંદ પડ્યો, અને યુધિષ્ઠિરને મહામુસીબતે ગળે ઊતર્યો.

સ્વીકાર્યું. તેમાં પણ કેવળ સ્વાર્થ ન હતો, અધર્મથી યુદ્ધ કરતા એક અતિરથીના મારામાંથી સૈન્યના માણસોનું રક્ષણ કરવાનો પણ એક ભાવ હતો જ. આ એક પ્રસંગ સિવાય ધર્મરાજે ક્યાંય અસત્યાચરણ કર્યું નથી.૭ એ દ્વારા મહર્ષિ વ્યાસે બતાવ્યું છે કે સત્યાચરણ સુકર હોવા છતાં કેટલું દુષ્કર છે, સ્વાર્થે નહિ તો પરાર્થે પણ અતિ દૃઢ મનોબળવાળાનું મનોબળ પણ ઢીલું પડી જાય અને કદાચિત્ અસત્યાચરણ કરવું પડે તેથી સદાચારીએ હંમેશાં નમ્રતાથી–નિરભિમાનપણે શ્વવત્ થઈને ધર્મ આચરવો.૮

આ યુધિષ્ઠિર રાજા તે 'વ્યક્તિ' હોવા ઉપરાંત પ્રાણીમાત્રના હૃદયમાં વસેલી ધર્મવૃત્તિ પણ છે, ધર્મરાજ છે, ધર્મપુત્ર છે, ધર્મનો અવતાર છે. અધર્મથી કશું ય લેવાની તેઓ ઇચ્છા રાખતા નથી, પણ હિંસક યુદ્ધમાં એ ધર્મવૃત્તિને થોડુંક ચળવું પડ્યું. કવિએ એ માટે એમના તરફ તટસ્થ અને ઉદાર દૃષ્ટિ રાખી છે.૯ પણ કાર્યકારણભાવના અટળ નિયમથી એમને પર નથી રાખ્યા. આ અસત્યાચરણથી તેનો રથ પૃથ્વીથી ચાર આંગળ ઊંચો ચાલતો તે પૃથ્વીને અડ્યો –તેમની પ્રતિષ્ઠા લોકોત્તર હતી તે નાશ પામી–એમ બતાવ્યું છે, અને અલ્પ સમય સુધી તેમને નરક દર્શન કરાવ્યું છે.૧૦

---

एतच्चारोचयद्राजन् कुन्तीपुत्रो धनञ्जयः ।
अन्ये त्वरोचयन्सर्वे कृच्छ्रेण तु युधिष्ठिरः ॥ વિ. ૭–૧૯૦–૧૩ કડ ૧૪ અ.,
Crit ૭–૧૬૪–૭૦.

૭ (૧) લાક્ષાગૃહને આગ ચાંપી છઠ્ઠના એક નિષાદી અને તેના પાંચ પુત્રોને તેમાં ઇરાદાપૂર્વક રાખ્યા (આદિ૦ અ. ૧૬૧) એ પ્રસંગ અધર્માચરણનો ગણાય પણ તે વખતે પાંડવો બાળક હતા તે અને સંભવત: નિષાદ જેવી જાતિઓનો નાશ કરવો એ તત્કાલીન સામાજિક સ્થિતિમાં અધર્મ નહિ ગણાતો હોય એ બે બાબત ધ્યાનમાં રાખવા જેવી છે. (૨) ગુપ્તવાસ દરમ્યાન પાંડવો ઉપનામ રાખીને વિરાટને ત્યાં રહ્યા તે પણ આપત્તિ વખતે પાવન કરાતા સત્યાભાસનું ઉદાહરણ છે. એમાં ફરક એટલો કે આ ગુપ્તવાસ મૂળ શરત મુજબ અનિવાર્ય હતો, એટલે સત્યાભાસ ક્ષમ્ય હતો. સાથે દ્યૂત પોતે જ કેટલું અસત્યમૂલક છે તે પણ એ વસ્તુ બતાવે છે; (૩) એનાથી ફલિત થાય છે, અને કવિએ પણ કહ્યું છે તેમ 'ધર્મ અને અધર્મ–બન્નેની ગતિ દુર્વિજ્ઞેય છે.' વિ. ૭–૧૯૮–૪૪, એટલે નમ્રતા એ સત્યાચરણીનું મહાલક્ષણ છે.

૮ જુઓ 'ધર્મ' (પ્રક. ૨) શ્લોક ૨૫થી ૨૭ ઉપર શ્લોક ૪૮નું ઉદ્ધાટન; 'બ્રહ્મવિદ્યા' (પ્રક. ૫) શ્લોક ૭૦, ૭૧.

૯ યુદ્ધ અહિંસક હોત તો આવું ધર્મસંકટ ઊભું થાત નહિ. એવો આ પ્રસંગનો ગર્ભિતાર્થ છે.

૧૦ વિ. ૭–૧૯૦–૫૬; વિ. ૧૮–૩–૧૫થી ૧૭.

આ પ્રસંગ સાથે પૂ. ગાંધીજીએ ગંભીર માંદગી દરમ્યાન બકરીનું દૂધ લેવાનું નક્કી કર્યું ત્યારે પોતાને માટે લખેલાં વચનોમાંથી કેટલોક ભાગ સરખાવવા માટે મૂકવો યોગ્ય છે: એ ભાગ સત્યાચરણની દુષ્કરતા, તથા ધર્મ અને અધર્મની સૂક્ષ્મતા ઉપર સારો પ્રકાશ પાડે છે.

હું પડ્યો. સત્યાગ્રહની લડાઈના મોહે મારામાં જીવવાનો લોભ પેદા કર્યો, ને મેં પ્રતિજ્ઞાના અક્ષરના પાલનથી સંતોષ માની તેના આત્માને હણ્યો. દૂધની પ્રતિજ્ઞા વખતે જો કે મારી સામે ગાય-ભેંસ જ હતાં, છતાં મારી પ્રતિજ્ઞા દૂધમાત્રની ગણાવી જોઈએ × × × સત્યના પૂજારીએ સત્યાગ્રહની લડાઈને સારુ જીવવાની ઇચ્છા રાખીને પોતાના સત્યને ઝાંખપ લગાડી:

'મારા આ કાર્યનો ડંખ હજુ રુઝાયો નથી, અને બકરીનું દૂધ છોડવાને સારુ મારું ચિંતવન તો ચાલુ જ છે. બકરીનું દૂધ પીતાં રોજ દુઃખ અનુભવું છું. પણ સેવા કરવાનો મહાસૂક્ષ્મ મોહ મારી પૂંઠે લાગેલો મને છોડતો નથી. અહિંસાની દૃષ્ટિએ ખોરાકના મારા પ્રયોગો મને પ્રિય છે. તેમાં મને આનંદ મળે છે, તે મારો વિનોદ છે. પણ મને બકરીનું દૂધ એ દૃષ્ટિએ અત્યારે નથી ખૂંચતું, તે મને સત્યની દૃષ્ટિએ ખૂંચે છે. અહિંસાને હું ઓળખી શક્યો છું તેના કરતાં સત્યને વધારે ઓળખું છું એમ મને ભાસે છે. જો સત્યને છોડું તો અહિંસાની ભારે ગૂંચવણો હું કદી ન જ ઉકેલી શકું એવો મારો અનુભવ છે. સત્યનું પાલન એટલે લીધેલા વ્રતના શરીર અને આત્માની રક્ષા, શબ્દાર્થ અને ભાવાર્થનું પાલન. અહીં મેં આત્માને—ભાવાર્થને હણ્યો છે એ મને રોજ ખૂંચે છે. આ જાણતો છતો, મારા વ્રત પરત્વે મારો ધર્મ શો છે એ હું જાણી શક્યો નથી, અથવા કહો કે મને તેના પાલનની હિમ્મત નથી. બન્ને એક જ વસ્તુ છે, કેમકે શંકાના મૂળમાં શ્રદ્ધાનો અભાવ હોય છે.[11] હે ઈશ્વર, મને તું શ્રદ્ધા દે.'[12]

---

૧૧ શ્રદ્ધા બિન ધર્મ નહિં હોઇ। તુલ. રામાયણ; 'ઉત્તરકાંડ' ૮૮-૪.

૧૨ (૧) 'આત્મકથા' દ્વિતીય ખંડ, પાંચમો ભાગ, પ્ર. ૨૯, પૃ. ૩૧૨, ૩૧૩.

ગાંધીજીએ ગાય ભેંસ ઉપર ફુક્કાની ઘાતકી ક્રિયા કરીને દૂધ કાઢવામાં આવે છે તે જાણ્યા બાદ અને દૂધ મનુષ્યનો ખોરાક નથી એમ કાયમ માનતા તેથી (શબ્દ પ્રમાણે) ગાય ભેંસના દૂધનો ત્યાગ કરેલો; સર. 'આત્મકથા'ની પ્રસ્તાવના પૃ. ૫, ૬.

અનાસક્તપણે, કર્મફળ ત્યાગની ભાવના રાખીને કર્મ કરવાનો આચાર–છોડીને કેવળ શ્રદ્ધાના જોરે યજન કરવામાં રાજસિક અને તામસિક ભાવો પ્રબળ થઈ પડવા સંભવ છે એ બતાવ્યું છે. છતાં શ્રદ્ધા વિનાનો શાસ્ત્રવિધિ લુખ્ખો અને તામસિક બનવાનો સંભવ છે જ. તેથી (સાત્વિક) શ્રદ્ધા અનિવાર્ય છે એ ઉપરના શ્લોકથી બતાવ્યું છે. શ્રદ્ધાના ગંગાજળથી હૃદયના મેલ ધોવાય છે. ચિત્તતંત્રમાં ઉત્સાહ, સ્વ અને પરમાં વિશ્વાસ પેદા થાય છે. એનાથી અનેકવિધ ગૂંચવાડા, અંધકાર અને અડચણો દૂર થાય છે. એટલે એની મર્યાદા અને અનિવાર્યતા સમજાવી ભગવાને અનાસક્તિ સાથે એનો વિનિયોગ કરી સર્વ કર્મો શ્રદ્ધાપૂર્વક કરવાનું વિધાન કર્યું છે.[3]

૩. શ્રદ્ધાની મહત્તા માટે જુઓ 'ધર્મ' (પ્રક. ૨) શ્લોક ૪૧ પા. નોં. ૧૨.

## ૧૦

## કાળ

**न कालो दण्डमुद्यम्य शिरः कृन्तति कस्यचित् ।**
**कालस्य बलमेतावद्विपरीतार्थदर्शनम् ॥[1] २-७२-११ (११५)**

કાળ કંઈ દંડ ઉગામીને કોઈનું માથું ફોડતો નથી. પણ આવું વિપરીત અર્થદર્શન એ જ કાળનું બળ છે.

'વિનાશકાળે વિપરીત બુદ્ધિ'ની કહેવત સંભવતઃ જેમાંથી નીકળી હશે એવું, આત્મનિરીક્ષણમાંથી ઉદ્ભવેલું, પોતાની દીનતા અને પક્ષપાતી વિપરીત બુદ્ધિ માટે શોક દર્શાવતું. આ વચન બીજી વખત દ્યૂત ખેલાયા પછી અન્યાયથી હારીને દ્રૌપદી સહિત પાંડવો વનમાં ગયા ત્યારે રાજા ધૃતરાષ્ટ્રે સંજય સાથે કરેલા વાર્તાલાપમાંથી લીધું છે. પાંડવો વનમાં જવાથી ધૃતરાષ્ટ્ર ચિન્તાતુર અને વ્યગ્ર થઈ જતાં, સંજયે ટકોર કરી કે 'તમે પાંડવોને કાઢી મૂક્યા અને ધનથી ભરેલી વસુંધરાને પામ્યા છો, પછી ફીકર શાની કરો છો?' ધૃતરાષ્ટ્રે કહ્યું જેને પાંડવો જેવા યુદ્ધશૂર અને (શ્રીકૃષ્ણ જેવા) મિત્રોવાળા મહારથીઓ જોડે વેર થયું હોય તેઓ નિશ્ચિન્ત ક્યાંથી હોય?'[2] સ્પષ્ટવક્તા સંજયે જવાબમાં 'ભીષ્મ, દ્રોણ, વિદુર વ. એ વારવા છતાં દ્રૌપદીનું અપમાન કરવા રૂપી તમારા સુકૃત (!)થી મહાન વેર થશે અને દુનિયાનો સપરિવાર નાશ થશે ઇ.'[3] કહેતાં લોભી, પુત્રસ્નેહમાં અંધ ધૃતરાષ્ટ્રે હૃદય ખોલ્યું અને, 'દેવો જે મનુષ્યને પરાભવ આપવા ઇચ્છે છે, તેની બુદ્ધિને હરી લે છે, તથા તે દક્ષિણ દિશાને અર્થાત્ મૃત્યુને જુએ છે.[4] બુદ્ધિ કલુષિત થાય અને વિનાશ ઉપસ્થિત થાય

---

૧. ૨–૭૨–૨, ૩. ૨. ૨–૭૨–૪. ૩. ૨–૭૨–૫ થી ૭.

૪. यस्मै देवाः प्रयच्छन्ति पुरुषाय पराभवम् ।
बुद्धिं तस्यापकर्षन्ति सोऽपाचीनानि पश्यति ॥ ૨–૭૨–૮=૫–૩૪–૭૮
સર૦ न देवा यष्टिमादाय रक्षन्ति पशुपालवत् ।
यं तु रक्षितुमिच्छन्ति बुद्ध्या संविभजन्ति तम् ॥ ૫–૩૫–૩૩
=ક્રે. ઉદ્યોગ. ક્ષેપક નં. ૧૯૨: પંચતંત્ર ૩–૧૮૨.

દેવો કંઈ પશુપાલકો–ભરવાડોની જેમ હાથમાં લાકડી લઈને રક્ષણ કરતા નથી, પણ જેનું રક્ષણ કરવા ઇચ્છે છે તેને બુદ્ધિસંપન્ન કરે છે.

ત્યારે નીતિ જેવી લાગતી અનીતિ હૃદયમાંથી દૂર ખસતી નથી.[૫] જે માણસનો વિનાશ થવાનો હોય તેને અનર્થો અર્થરૂપે અને અર્થો અનર્થરૂપે ભાસે છે, તથા તે જ એને પસંદ પડી જાય છે,'[૬] એમ કહી ઉપરનું વચન કહ્યું. આગળ ચાલતાં દ્રૌપદીને સભામાં દેવાયેલું દુઃખ વર્ણવ્યું, દ્રૌપદીને જ્યારે સભામાં ધસડી આણવામાં આવી ત્યારે ગાંધારી સહિત ભરતોની સ્ત્રીઓએ ભયંકર રુદન સાથે વિરોધ કરેલો, અપશુકનો થયેલા; વિદુરની પ્રેરણાથી પાંચાલીને પોતે વરદાન આપેલાં, પણ વિદુરનાં ધર્મ અને અર્થવાળાં વચનોને પુત્રહિતની કામનાથી પોતે માન્યાં નહિ વગેરે બીના કહી.[૭]

આ સુભાષિતમાં અહીં 'કાલ' શબ્દ કર્મના કાયદાને અનુસરીને કરતો (changing) સમય, એ અર્થમાં પ્રયોજ્યો છે, અને 'વિનાશ કાળે વિપરીત બુદ્ધિ'નો વિચાર, એ વિપરીત બુદ્ધિના સૂત્રધારના પોતાના આત્મનિરીક્ષણ મારફતે કવિએ મૂક્યો છે, ધૃતરાષ્ટ્ર, સાચું હિત સમજવા છતાં, આસક્તિને લીધે દીન તથા નિર્બળ બન્યા હોય તેવા બધા મનુષ્યોની મનોદશાનું પ્રતિબિંબ પાડે છે.[૮] અને કયું આચરણ ન્યાયી છે તેની ખબર હોવા છતાં એ પ્રમાણે

---

૫. बुद्धौ कलुषभूतायां विनाशे प्रत्युपस्थिते ।
अनयो नयसंकाशो हृदयान्नापसर्पति ॥ ૨–૭૨–૯, = ૫–૩૪–૭૯
= ક્રે. ૫–૧૪૧–૪૪; પંચતંત્ર ૩–૧૮૪.

૬. ૨–૭૨–૧૦; ૧૦ અ ગ = ક્રે. ૧૨–૧૦૫–૩૭ કડ.

૭. ૨–૭૨–૧૨ થી ૩૬; ધૃતરાષ્ટ્રના વચનોથી જણાય છે કે મ. ભા. માં કવિએ અગાઉ મૂકેલો દ્રૌપદીવસ્ત્રાહરણનો ચમત્કારવાળો પ્રસંગ (સભા. અ. ૬૧) દ્રૌપદીનું સામાજીક અને વ્યક્તિગત ધર્મશીલતાએ રક્ષણ કર્યું તેનુ કાવ્યમય વર્ણન કરે છે.

વસ્તુતઃ ગાંધારી જેવી સતી અને બીજી કુરુકુળની સ્ત્રીઓનાં ભૈરવ રુદન (૨–૭૨–૧૯), બ્રાહ્મણોનો અન્યાય સામેનો કોપ (૨–૭૨–૨૦), અને ભીષ્મ, દ્રોણ, કૃપ, સોમદત્ત, બાહ્લિક અને વિદુર આદિનો સજ્જડ વિરોધ (૨–૭૨–૨૩ થી ૨૫) તથા દુઃખી, ક્રોધિત છતાં તેજસ્વી પાંચાલીનુ તેજ (૨–૭૨–૧૭, ૧૮)—એ બધાંને લીધે, દુર્યોધન નીતિધર્મની ચોક્કસ મર્યાદા ઉલ્લંઘી શક્યો નહિ. મતલબ કે સમાજ દુર્યોધનને અસરકારક રીતે અટકાવવા જેટલો સબળ નહોતો, છતાં એને સો ટકા બેફામ વર્તવા દેવા જેટલો નિર્બળ પણ નહોતો. ધર્મશીલતા હતી, આજની જેમ જ પૂરી સબળ નહિ તેમ અત્યંત નિર્બળ નહિ. પૂરી સબળતાનો આદર્શ વિદુર અને દ્રૌપદીના પાત્રથી વ્યાસે સમાજ સામે મૂક્યો.

૮. ૨–૭૨–૩૫, ૩૬.

વર્તવાની અશક્તિને વિપરીત બુદ્ધિ અને વિનાશના કારણભૂત ગણાવે છે. અલબત્ત, અનાસક્તિ સિવાય શક્તિ પ્રાપ્ત ન થાય એ પણ એ પ્રસંગમાં સ્પષ્ટ દેખાય છે.

सर्वे क्षयान्ता निचयाः
पतनान्ता समुच्छ्रयाः ।
संयोगा विप्रयोगान्ता
मरणान्तं च जीवितम् ॥[1] ११-२-३ (११६)

સર્વ સંચયોનો અંત ક્ષય છે, સર્વ ઉન્નતિઓનો અંત પતન છે, સર્વ સંયોગનો અંત વિયોગ છે, અને જીવનનો અંત મરણ છે.

ભારતયુદ્ધને અંતે ભયંકર પ્રલય થયા પછી ધૃતરાષ્ટ્રને 'અમૃતસરખાં વચનોથી આહ્લાદ'[2] આપતા, વિદુરે કરેલા ઉપદેશમાંથી સર્વવસ્તુઓની અનિત્યતા અને પરિણામશીલતા, બતાવી વૈરાગ્ય-પ્રબોધતું ઉપરનું સુભાષિત લીધું છે. વિદુરે આશ્વાસન પ્રવચનમાં પ્રચલિત માન્યતા અનુસાર, શાસ્ત્રાધારો ટાંકીને ધૃતરાષ્ટ્રને સમજાવ્યું કે (૧) કૌરવો સહિત યુદ્ધમાં મૃત્યુ પામનાર સર્વ ક્ષત્રિયો સ્વર્ગમાં ગયા છે અને ઇન્દ્રના અતિથિ થયા છે.[3] વળી યજ્ઞ, તપ અને વિદ્યાથી પણ જેવું સ્થાન મળતું નથી તેવું સ્થાન યુદ્ધમાં માર્યા ગયેલા શૂરવીરોને મળે છે[4] (૨) અનેક જન્મોમાં મનુષ્યને હજારો માતાપિતા, પુત્રપત્નીઓ આદિનો સબંધ થઈ ગયેલો છે, પણ તેઓ કોનાં થયાં અને આપણે કોનાં થયાં? દુનિયામાં હજારો શોકનાં અને ભયનાં સ્થાનો છે, પણ તે શોક અને ભય મૂઢપુરુષમાં જ પ્રવેશે છે, પંડિતમાં નહિ.[5] (૩) કાળને કોઈ વહાલું કે

૧. =રૈ. ૧૨-૨૭-૨૯; ૩૧૭-૨૦; ચિ ૧૪-૪૪-૧૯.

=રૈ રામાયણ ૨-૧૦૫-૧૬; ૭-૫૨-૧૧.

=રૈ ગોભિલસ્મૃતિ ૩-૪૩; કથાસરિત્સાગર ૫૧-૨૬ ક્રડ, ૨૭ અમ; દિવ્યાવદાન (કોવેલ) પા. ૨૭.

સર° ૫-૨૬-૪૪, ૪૫; ૧૨-૨૬-૩૧.

૨. ૧૧-૨-૧.

૩. ૧૧-૨-૯ થી ૧૦.

૪. ૧૧-૨-૧૧; સર° ઉપર 'ઉપક્રમ', (પ્રક. ૧) શ્લોક ૨૦ એમાં સિદ્ધિની વાત છે, અહીં યુદ્ધમાં મૃત્યુની.

૫. ૧૧-૨-૧૭, ૧૩ જુઓ નીચે 'ભારતસાવિત્રી' (પ્રક. ૨૧) શ્લોક ૧૯૧, ૧૯૨.

દેવનું નથી, તેમ કાળ કોઈ રથજો મધ્યસ્થ પણ નથી: એ તો સર્વને ખેંચ્યાં જ કરે છે.[૬] (૪) જીવન, રૂપ, યૌવન, દ્રવ્યસંચય, આરોગ્ય અને પ્રિયજનો સાથેનો વાસ એ બધાં અનિત્ય છે, એટલે એમાં જ્ઞાની માણસે લાલસા રાખવી નહિ.[૭] (૫) જાનપદિક દુઃખ–સાર્વજનિક દુઃખ માટે એકલાએ શોક કરવો નહિ. શોક કરી કરીને માણસ કદાચ મરી જાય, તો પણ એ દુઃખ દૂર થવાનું નથી. પણ દુઃખ આવી પડે ત્યારે પોતાનામાં જો પરાક્રમ હોય તો તેનો ઉપાય કરવો જોઈએ, એ જ એનું ઔષધ છે.[૮] (૬) દરેકને પૂર્વકૃત કર્મ પ્રમાણે શુભ અશુભ ફળ મળે જ છે એમ સમજવું.[૯]

વિદુરનાં અર્થઘન અને દરરોજની જીવનયાત્રામાં ઉપયોગી વચનો સાંભળતાં ધૃતરાષ્ટ્રનો શોક ઓછો થયો.[૧૦] અને એણે અનિષ્ટનો સંયોગ, તથા ઇષ્ટનો વિયોગ થવાથી થતાં દુઃખોનાં નિવારણ માટે પ્રશ્ન કર્યો એટલે વિદુરે કાર્યકારણભાવ સમજાવા કહેતાં, સ્વકર્મથી સ્વર્ગ, સુખ, દુઃખ વગેરે મળે છે, તથા કર્મને આધીન રહીને માણસ કેળના જેવા નિઃસાર સંસારના ભારને (મોહથી) અવશપણે કે (જ્ઞાનથી) સ્વતંત્રપણે વહન કરે છે વગેરે સમજાવ્યું. એટલે ધૃતરાષ્ટ્રે સંસારની ગહનતા સમજવા માટે પ્રશ્ન કર્યો. વિદુરે પ્રાણીઓના ગર્ભાધાનથી માંડીને જન્મ, જન્મ પછી સ્વકર્મવડે બંધાયેલા પ્રાણીને થતા ગ્રહો અને વ્યાધિઓના ઉપદ્રવો, સંગસ્વાદથી ઇન્દ્રિયવિષયોનું તીવ્ર આસક્તિપૂર્વક સેવન અને તેમાંથી થતાં બંધન, વિવિધ દુઃખો, જનાય સ્વાદની અતૃપ્તિ, એ બધું વર્ણવીને અફસોસ વ્યક્ત કર્યો,[૧૧] 'આમ રડાકૂટા કરતા મરણપ્રાપ્તિ! હાય! એમ પોતાના જ હિત તરફની ગાઢ ઉપેક્ષા! અહોહો! કેટલું આશ્ચર્ય છે કે લોભને વશ થવાથી લોભ, ક્રોધ અને મદવડે ઉન્મત્ત થઈને લોકો પોતાના આત્માને ઓળખતા નથી અને પોતાનો નાશ કરે છે! પોતાની કુલીનતાનાં બણગાં ફૂંકે છે. અને બીજાની અકુલીનતાની નિંદા કરે છે! ધનના અભિમાનથી ગર્વિષ્ઠ થઈને દરિદ્રોની ઠેકડી ઉડાવે છે! બીજાઓને મૂર્ખા કહે છે, પણ જાતને વિચારતા નથી બીજાને શિક્ષણ આપવા જાય છે, પણ પોતે

૬. ૧૧–૨–૧૪.

૭. ૧૧–૨–૧૫: = હે. ૩–૨–૪૫: ૧૨–૩૧૭–૧૪.

૮. ૧૧–૨–૧૬, ૧૭: સર° નીચે 'સુખદુઃખ' (પ્રક. ૧૨) શ્લોક ૧૨૬. સર° ૧૨–૩૧૭–૧૫.

૯. ૧૧–૨–૨૨, ૨૩

૧૦. સ્ત્રીપર્વ અ. ૩.

૧૧. સ્ત્રીપર્વ અ. ૪.

સમજુ થવાની ઇચ્છા કરતા નથી ! આવા અપૂર્વ જીવલોકમાં આ સર્વ (પ્રવચન)નું તત્ત્વ સમજી લઈને ધર્મપાલન કરનારા પુરુષો પરમગતિને પામે છે.'૧૨

સંસારની વિચિત્રતાઓનું વર્ણન અને ધર્મપાલનનું મહત્ત્વ સાંભળી, ઉત્કંઠિત થઈને ધૃતરાષ્ટ્રે પ્રશ્ન કર્યો, 'જો આ ગહન ધર્મ બુદ્ધિથી સમજી શકાય એવો હોય તો તમે મને આખો બુદ્ધિમાર્ગ વિસ્તારપૂર્વક કહો.'૧૩ જવાબમાં વક્તાશ્રેષ્ઠ વિદુરે વિશ્વના સર્વ ધર્મોને એક સરખી રીતે ઊર્ધ્વ કરનાર જગતવિખ્યાત 'મધુબિન્દુ' દૃષ્ટાંત કહ્યું.'૧૪ 'કોઈ એક દ્વિજ એક સમયે

૧૨. ૧૧-૪-૧૧ થી ૧૫.

૧૩. (૧) यदिद धर्मगहन बुद्धया समनुगम्यते ।

एतद्विस्तरशः सर्वं बुद्धिमार्गं प्रशस मे ॥ ૧૧-૫-૧.

આ શ્લોકમાં આવતું 'બુદ્ધિમાર્ગ' પદ બૌદ્ધમાર્ગની યાદ આપે છે. બૌદ્ધોમાં 'બુદ્ધમાર્ગ' પદ બૌદ્ધ અનુગમ માટે વપરાયેલું છે (MWD P. 733 col 3) અહીં હવે પછી મૂકેલું 'મધુબિન્દુ' દૃષ્ટાંત મનુષ્યની મૂલગામી બુદ્ધિશક્તિનો પરિચય આપે છે. વળી એણે ઈશ્વરકર્તૃત્વવાદ, કર્મકાંડ, કર્મવાદ અને ક્ષણિકવાદ ઉપર ઊંડી અસર પાડી હોવા સાથે એ બધાંયથી સ્વતંત્ર બુદ્ધિનો પરિચય આપનાર છે. એ જોતાં ભારતમાં બુદ્ધ પહેલાં 'બુદ્ધિમાર્ગી'-ઓનો પંથ હોવા સંભવ છે. બોધિસત્ત્વની પૂર્વજન્મની કથાઓ એની પૌરાણિક ઢબની સાક્ષી છે. ભગવાન બુદ્ધ બુદ્ધિમાર્ગીઓની પરંપરામાં છેલ્લા વિકસિત પ્રભાવશાળી આચાર્ય હોય.

(૨) ૧૨-૨૩૭-૩૪ પરાશર-જનક સંવાદમાં 'બુદ્ધિમાર્ગ' પદ આવે છે.

૧૪. સ્ત્રીપર્વ, અ. ૫, ૬; માનવમનની સહજ ઉત્ક્રાંતિશીલતાને કારણે દરેકમાં રહેલું સારું ગ્રહણ કરવાની અને પોતામાં રહેલુ સારું આપવાની પ્રવૃત્તિ હજારો વર્ષથી વિશ્વમાં સતત ચાલુ રહેલી છે એનું એક ઘણું સુંદર અને રસિક ઉદાહરણ મ. ભા. સ્ત્રીપર્વ અ. ૫ થી ૬ માં આવતું 'મધુબિન્દુ' દૃષ્ટાંત છે આ કથાનુ જૈન રૂપાંતર સંઘદાસગણિકૃત 'વસુદેવ હિંડી' (ઈ. સ. ની ૫મી સદી)માં, દિગમ્બર અમિતગતિના 'ધર્મપરીક્ષા' ગ્રંથ(ઈ. સ. ૧૦૧૭)માં, આચાર્ય હેમચન્દ્રના 'સ્થવિરાવલિ ચરિત' (૧૨ મી સદી) માં અને બીજા અનેક જૈન ગ્રંથોમાં આવે છે. આ કથાનાં બૌદ્ધ રૂપાંતરો 'અવદાનો'નાં ચિનાઈ અનુવાદોમા મળ્યાં છે. એના ઉપરથી આ કથાએ બૌદ્ધ-ખ્રિસ્તી કથાગ્રંથ 'બારલામ અને જોઆસફ' (Barlaam & Joasaph) તથા વિશ્વવિખ્યાત નીતિકથાગ્રંથ 'કલિલગ વ દમનગ' (પંચતંત્રના પહેલવી, ફારસી, સીરિયન

જેમાં સ્વયં મૃત્યુદેવ પણ બી મરે એવા દુર્ગમ વનમાં આવી ચડયો.[15] એમાંનાં હિંસક પશુઓથી[16] બચવા એણે ચારે બાજુ ફાંફાં મારવા માંડયાં, પણ કશું આશ્રયસ્થાન દેખાયું નહિ. એટલામાં એણે એક ભયંકર સ્ત્રીને પોતાના બાહુઓ પહોળા કરીને ફરતી જોઈ,[17] અને પાંચ પાંચ માથાંવાળા પર્વત જેવા મોટા નાગો જોયા.[18] આ સર્વથી ગભરાઈ ને નાસતાં નાસતાં બ્રાહ્મણ વનમાં ઘાસ અને વેલાઓથી ઢંકાયેલા એક કૂવામાં ગબડી પડયો[19] અને મંદરના વેલાઓમાં ઊંધા મસ્તકે લટકવા માંડયો. લટકતાં લટકતાં નીચે જોયું તો કૂવામાં એક મહાનાગ હતો.[20] અને ઊંચે જોયું તો કૂવાના મુખ પાસે એક છ મોં વાળો, અર્ધો કાળો અને અર્ધો ધોળો, તથા બાર પગવાળો ધીમે ધીમે (ક્રમેણ) આગળ ધપતો હાથી,[21] તથા જેને આધારે એ લટકતો હતો એ

---

નુવાદોનું નામ) દ્વારા રસ્તો કર્યો હશે. યુરોપની લગભગ બધી ભાષાઓમાં ા ગ્રંથોના પહેલવી, અરબી, કે સીરિયન અનુવાદો ઉપરથી અનુવાદ થયા. . રુકર્ટ (P. Ruckert) નામના જર્મને આ વિષે જર્મનમાં કવિતા ખી છે. જર્મનીમાં એક એક બાળક પણ આ કાવ્ય દ્વારા ઉપરની કથાને ણે છે. આમ દુનિયાની ઘણીખરી માનવપ્રજાઓમાં ફરેલી આ કથાએ ાહ્મણો, બૌદ્ધો અને જૈનોની જેમજ સમાન રીતે મુસ્લિમો, યાહુદીઓ અને ખ્રસ્તીઓનું ઊર્ધ્વીકરણ કરવામાં પોતાનો ફાળો આપેલો છે. (જુઓ, 'મ. ા. અને ઉ. સૂત્ર' પ્રસ્તાવના, પૃ. ૫, ૬ વિગતથી મૂળ ઉલ્લેખ માટે જુઓ ome Problems of Indian Literature by Dr. Winternitz ). 28 to 30 & pp. 65 to 67)

૧૫. ૧૧–૫–૩ થી મૂળ ઉલ્લેખની સાથે એ પછીના અધ્યાયમા રૂપકાર્થ સ્રો છે તેના સાર્થ ઉલ્લેખ અત્રે પા. નોંધોમા નોધ્યા છે. દુર્ગમ વન=ગહન સાર ૧૧–૬–૫.

૧૬. ૧૧–૫–૩ થી; હિંસ્ર પશુઓ=વ્યાધિઓ ૧૧–૬–૬.

૧૭. ૧૧–૫–૮; ભયંકર સ્ત્રી=વર્ણરૂપ વિનાશિની જરા અર્થાત્ વૃદ્ધાવસ્થા –૬–૬.

૧૮. ૧૧–૫–૯; રૂપકાર્થમાં પાંચ માથાંવાળા નાગોનો અર્થ નથી. વિષય ભોગવનારી મનોવૃત્તિઓ એવો અર્થ લઈ શકાય.

૧૯. ૧૧–૫–૧૦ થી; કૂવો=દેહ ૧૧–૬–૭.

૨૦. ૧૧–૫–૧૩; મહાનાગ=કાળ ૧૧–૬–૭.

૨૧. ૧૧–૫–૧૪; છ મુખવાળો અને બાર પગવાળો હાથી=છ ઋતુ બાર માસવાળો સંવત્સર ૧૧–૬–૯.

સમજુ થવાની ઇચ્છા કરતા નથી। આવા અધુર જીવલોકમા આ સર્વ (પ્રવચન)નુ તત્ત્વ સમજી લઈને ધર્મપાલન કરનારા પુરુષો પરમગતિને પામે છે '૧૨

સસારની વિચિત્રતાઓનુ વર્ણન અને ધર્મપાલનનુ મહત્ત્વ સાભળી ઉત્કંઠિત થઈને ધૃતરાષ્ટ્રે પ્રશ્ન કર્યો, 'જો આ ગહન ધર્મ બુદ્ધિથી સમજી શકાય એવો હોય તો તમે મને આખો બુદ્ધિમાર્ગ વિસ્તારપૂર્વક કહો '૧૩ જવાબમા વક્તાશ્રેષ્ઠ વિદુરે વિશ્વના સર્વ ધર્મોને એક સરખી રીતે ઉપર્ય કરનાર જગતવિખ્યાત 'મધુબિન્દુ' દૃષ્ટાંત કહ્યુ '૧૪ 'કોઈ એક દ્વિજ એક સમયે

---

૧૨ ૧૧-૪-૧૧ થી ૧૫

૧૩ (૧) यदिदं धर्मगहन बुद्ध्या समनुगम्यते ।
एतद्विस्तरशः सर्वं बुद्धिमार्गं प्रशस मे ॥ ૧૧-૫-૧

આ શ્લોકમા આવતુ 'બુદ્ધિમાર્ગ' પદ બૌદ્ધમાર્ગની યાદ આપે છે બૌદ્ધોમા 'બુદ્ધમાર્ગ' પદ બૌદ્ધ અનુગમ માટે વપરાયેલુ છે (MWD P 733 col 3। અહીં હવે પછી મૂકેલુ 'મધુબિન્દુ' દૃષ્ટાંત મનુષ્યની મૂલગામી બુદ્ધિશક્તિનો પરિચય આપે છે વળી એણે ઈશ્વરકર્તૃત્વવાદ, કર્મકાડ કર્મવાદ અને ક્ષણિકવાદ ઉપર ઊડી અસર પાડી હોવા સાથે એ બધાયથી સ્વતત્ર બુદ્ધિનો પરિચય આપનારુ છે એ જોતા ભારતમા બુદ્ધ પહેલા 'બુદ્ધિમાર્ગી' ઓનો પથ હોવા સભવ છે બોધિસત્ત્વની પૂર્વજન્મની કથાઓ એની પૌરાણિક ક્રમની સાક્ષી છે ભગવાન બુદ્ધ બુદ્ધિમાર્ગીઓની પરપરામા છેલ્લા વિકસિત પ્રભાવશાળી આચાર્ય હોય

(૨) ૧૨-૨૩૭-૩૪ પરાશર-જનક સવાદમા 'બુદ્ધિમાર્ગ' પદ આવે છે

૧૪ સ્ત્રીપર્વ અ ૫ ૬ માનવમનની સહજ ઉત્ક્રાંતિશીલતાને કારણે દરેકમા રહેલુ સારુ ગ્રહણ કરવાની અને પોતામા રહેલુ સારુ આપવાની પ્રવૃત્તિ હજારો વર્ષથી વિશ્વમા સતત ચાલુ રહેલી છે એનુ એક ઘણુ સુદર અને રસિક ઉદાહરણ મ ભા સ્ત્રીપર્વ અ ૫ થી ૬મા આવતુ 'મધુબિન્દુ' દૃષ્ટાંત છે આ કથાનુ જૈન રૂપાતર સઘદાસગણિકૃત 'વસુદેવ હિંડી' (ઈ સ ની ૫મી સદી)મા દિગમ્બર અમિતગતિના 'ધર્મપરીક્ષા ગ્રથ(ઇ સ ૧૦૧૭)મા આચાર્ય હેમચન્દ્રના સ્થવિરાવલિ ચરિત' (૧૨મી સદી)મા અને બીજા અનેક જૈન ગ્રથોમા આવે છે આ કથાના બૌદ્ધ રૂપાતરો 'અવદાનો'ના ચિનાઈ અનુવાદોમા મળ્યા છે એના ઉપરથી આ કથાએ બૌદ્ધ-ખ્રિસ્તી કથાગ્રથ 'બારલામ અને જોઆસફ (Barlaam & Joasaph) તથા વિશ્વવિખ્યાત પ્રાણિકથાગ્રથ 'કલિલગ વ દમનગ' (પચતત્રના પહેલવી, ફારસી, સીરિયન

જેમાં સ્વયં મૃત્યુદેવ પણ બી મરે એવા દુર્ગમ વનમાં આવી ચડ્યો.[૧૫] એમાંનાં હિંસક પશુઓથી[૧૬] બચવા એણે ચારે બાજુ ફાંફાં મારવા માંડયાં, પણ કશું આશ્રયસ્થાન દેખાયું નહિ. એટલામાં એણે એક ભયંકર સ્ત્રીને પોતાના બાહુઓ પહોળા કરીને ફરતી જોઈ,[૧૭] અને પાંચ પાંચ માથાંવાળા પર્વત જેવા મોટા નાગો જોયા.[૧૮] આ સર્વથી ગભરાઈ ને નાસતાં નાસતાં બ્રાહ્મણ વનમાં ઘાસ અને વેલાઓથી ઢંકાયેલા એક કૂવામાં ગબડી પડ્યો[૧૯] અને અંદરના વેલાઓમાં ઊંધા મસ્તકે લટકવા માંડ્યો. લટકતાં લટકતાં નીચે જોયું તો કૂવામાં એક મહાનાગ હતો.[૨૦] અને ઊંચે જોયું તો કૂવાના મુખ પાસે એક ૭ મોં વાળો, અર્ધો કાળો અને અર્ધો ધોળો, તથા બાર પગવાળો ધીમે ધીમે (ક્રમેણ) આગળ ધપતો હાથી,[૨૧] તથા જેને આધારે એ લટકતો હતો એ

---

અનુવાદોનું નામ) દ્વારા રસ્તો કર્યો હશે. યુરોપની લગભગ બધી ભાષાઓમાં આ ગ્રંથોના પહેલવી, અરબી, કે સીરિયન અનુવાદો ઉપરથી અનુવાદ થયા. પી. રુકર્ટ (P. Ruckert) નામના જર્મને આ વિષે જર્મનમાં કવિતા લખી છે. જર્મનીમાં એક એક બાળક પણ આ કાવ્ય દ્વારા ઉપરની કથાને જાણે છે. આમ દુનિયાની ઘણીખરી માનવપ્રજાઓમાં ફરેલી આ કથાએ બ્રાહ્મણો, બૌદ્ધો અને જૈનોની જેમજ સમાન રીતે મુસ્લિમો, યાહુદીઓ અને ખ્રિસ્તીઓનું ઊર્ધ્વીકરણ કરવામાં પોતાનો ફાળો આપેલો છે. (જુઓ, 'મ. ભા. અને ઉ. સૂત્ર' પ્રસ્તાવના, પૃ. ૫, ૬. વિગતથી મૂળ ઉલ્લેખ માટે જુઓ Some Problems of Indian Literature by Dr. Winternitz pp. 28 to 30 & pp. 65 to 67).

૧૫. ૧૧–૫–૩ થી મૂળ ઉલ્લેખની સાથે એ પછીના અધ્યાયમાં રૂપકાર્થ કરેલો છે તેના સાર્થ ઉલ્લેખ અત્રે પા. નોંધોમા નોંધ્યા છે. દુર્ગમ વન=ગહન સંસાર ૧૧–૬–૫.

૧૬. ૧૧–૫–૩ થી; હિંસ્ર પશુઓ=વ્યાધિઓ ૧૧–૬–૬.

૧૭. ૧૧–૫–૮; ભયંકર સ્ત્રી=વર્ણરૂપ વિનાશિની જરા અર્થાત્ વૃદ્ધાવસ્થા ૧૧–૬–૬.

૧૮. ૧૧–૫–૯; રૂપકાર્થમાં પાંચ માથાંવાળા નાગોનો અર્થ નથી. પંચવિષય ભોગવનારી મનોવૃત્તિઓ એવો અર્થ લઈ શકાય.

૧૯. ૧૧–૫–૧૦ થી; કૂવો=દેહ ૧૧–૬–૭.

૨૦. ૧૧–૫–૧૩; મહાનાગ=કાળ ૧૧–૬–૭.

૨૧. ૧૧–૫–૧૪; ૭ મુખવાળો અને બાર પગવાળો હાથી=૭ ઋતુ અને બાર માસવાળો સંવત્સર ૧૧–૬–૯.

વેલાઓને[૨૨] કાપી નાંખતા કાળા અને ધોળા ઉંદરોને જોયા.[૨૩] ત્યાં આજુ-બાજુ મહાભયંકર ભમરાઓ, જેને અજ્ઞાનીઓ ઇચ્છે છે એવા સ્વાદિષ્ટ મધવાળા મધપુડાઓમાં રહેતા હતા. એ મધપુડાઓમાંથી અનેક મધધારાઓ ઝરતી હતી.[૨૪] આવી ભયંકર, કઠોર અને દુઃખી હાલતમાં પણ આ બ્રાહ્મણ, એ મધધારાઓને એકસરખી રીતે પીધા કરતો હતો અને જરાયે તૃપ્ત નહોતો થતો ! એટલું જ નહિ પણ જીવન ઉપરનાં ઘોર સંકટો–વનનાં શિકારી પશુઓ, પરમ ઉગ્ર સ્ત્રી, કૂવામાં રહેલો નાગ, બહાર રહેલો હાથી, ઉંદરો વેલા કાપી નાંખે તો કૂવામાં પડી જવાનો ભય વગેરે–હોવા છતાંય એ તો અતૃપ્ત રહીને મધધારાઓને પીવાની જ ઇચ્છા કર્યા કરતો અને પોતે મરશે કે જીવશે એનો ખેદ નહોતો કરતો!' રૂપક છોડતાં અંતે વિદુર કહે છે 'સંસારચક્રના આવા તેના પરિભ્રમણને જાણીને જેઓ એનાં બંધનોને (અનાસક્તિથી) છેદી નાંખે છે તેઓ જ વિદ્વાનો છે.'[૨૫] વળી ઉપરના રૂપકને અનુસરીને વ્યાખ્યા કરતાં સંસારરૂપી દુર્ગમ વનમાં માણસ તૃષ્ણામૂલક દુઃખો ભોગવે છે, એ વર્ણવતાં ઉપનિષત્પ્રસિદ્ધ અને વ્યાસ મ. ભા.ના માળખામાં પોતાની આગવી રીતે વિકસાવેલો વિચાર રજુ કરે છે. 'પ્રાણીઓનું શરીર એ રથ છે, બુદ્ધિ સારથિ, ઇંદ્રિયો ઘોડા અને કર્મબુદ્ધિ અર્થાત્ મનને લગામ કહેવામાં આવે છે. એમાં ઇંદ્રિયોરૂપી ઘોડાના વેગની પાછળ જે દોડે છે તે આ સંસારચક્રમાં ચક્રની જેમ ફર્યા કરે છે પણ જે બુદ્ધિરૂપી સારથિ વડે ઇંદ્રિયોરૂપી ઘોડાઓને કાબૂમાં રાખે છે તેઓ સસારચક્રમાં પાછા ફરતા નથી ..[૨૬] સ્થિરસંયમવાળો આત્મા

---

૨૨. ૧૧–૫–૧૦ થી ૧૨, ૧૯; વેલાઓ = જીવવાની આશા ૧૧–૬–૮.

૨૩. ૧૧–૫–૧૯: કાળા ધોળા ઉંદર = રાત્રિ દિવસો ૧૧–૬–૧૦

૨૪. ૧૧–૫–૧૫ થી; ભમરા અને મધધારાઓ = જાતજાતની કામવાસનાઓ અને તેના રસ જેમાં મનુષ્ય ડૂબેલો રહે છે ૧૧–૬–૧૦, ૧૧.

૨૫ ૧૧–૬–૧૨: રૂપકાર્થ પા નોં. માં છે

૨૬. ૧૧–૭–૧૩ થી ૧૫ અબ સર' કઠ. ઉ. ૧–૩–૩, ૪, ૯.

વ્યાસે આ વિચારને ઉપનિષદમાંથી પ્રેરણા મેળવીને (જુઓ કઠ ઉ. ૧–૩–૧૦; ૨–૩–૭) ગીતા ૩–૪૨માં આ વિચારમાં ઇંદ્રિયો, મહાભૂતો, મન અને બુદ્ધિથી આત્માને ચઢીઆતો કહેલો છે. વળી આત્મા રથી છે એ વિચાર રથ–રથીની આ ઉપમા સાથે અન્યત્ર બે સ્થાને આવે છે. (૩–૨૦૨–૨૧; ૫–૩૪–૫૭) એને આગળ વધારીને મહાભારતમા કૃષ્ણને–સર્વશ્રેષ્ઠ, સર્વશક્તિમાન નારાયણને (અર્થાત્ આત્માને) સારથિ તરીકે અને એના સનાતન સખા અર્જુનને (અર્થાત્ નર, જીવ કે બુદ્ધિને) સંસારની કલ્પના થઈ શકે એટલી

અર્થાત્ બુદ્ધિ જેવી રીતે પોતાને દુઃખોથી છોડાવે છે તેવી રીતે પરાક્રમ, સાધનસંપત્તિ, મિત્ર કે સુહૃદ્જન પણ છોડાવી શકતાં નથી.[૨૭] માટે હે ભારત! તમે મૈત્રીભાવમાં સ્થિર થઈને શીલ પ્રાપ્ત કરો. જે દમ, ત્યાગ અને અપ્રમાદરૂપી ઘોડાવાળા અને શીલરૂપી લગામવાળા માનસિક રથમાં આરૂઢ થાય છે તે મૃત્યુનો ભય ત્યજીને બ્રહ્મલોકમાં પ્રયાણ કરે છે.[૨૮]

૧૨–૨૭–૨૯ માં ભીષ્મ, દ્રોણ, કર્ણ વગેરેનો અધર્મથી વધ કર્યો અને પોતાની રાજ્યપ્રાપ્તિ અર્થે અભિમન્યુ આદિ પુત્રોને મરાવી નાંખ્યા, એવા પ્રકારનો શોક, યુદ્ધ જીત્યા પછી કરતા યુધિષ્ઠિરને આશ્વાસન આપવા, સંયોગ તથા વિયોગ પ્રાણીઓના કપાળમાં લખેલો જ છે, અને પાણીના પરપોટાની જેમ જન્મ મરણ થયા જ કરે છે વગેરે સમજાવતાં આ શ્લોક વેદવ્યાસે કહ્યો હતો.

---

જડીબૂટીઓમાં, સંઘર્ષોમાં દોરતા વર્ણવીને શ્લેષ કર્યો છે. એ બધાંનો સાર શીલ, અપ્રમાદ, સંયમ અને જ્ઞાન વડે, પોતામાં ઉત્પન્ન થઈને કાર્યશીલ બનતી સર્વશ્રેષ્ઠ, મંગલકારી, મહાન ઉદ્ધારક શક્તિ વડે પોતાનો ઉદ્ધાર કરવો તે છે. કૃષ્ણ–અર્જુનને અપાયેલી નારાયણ તથા નરની ઉપમા સાથે વેદમાં કૃષ્ણ એટલે રાત્રિ અને અર્જુન જે શુક્લ છે, એટલે દિવસ એવી (સનાય જોડાયેલો જોડકાની) ઉપમા આપેલી છે તે સરખાવો. કાલવાદ, ઇતિહાસ અને રૂપક વગેરે દૃષ્ટિઓથી કૃષ્ણ–અર્જુનની આ ઉપમા ઘણો રસ જગાવે એવી છે.

अहश्च कृष्णमहरर्जुनं च वि वर्तेते रजसी वेद्याभिः ॥
वैश्वानरो जायमानो न राजावातिरज्ज्योतिषाग्निस्तमांसि ॥

ઋગ્વેદ. ૬–૯–૧; નિરુક્ત. ૨–૬–૨૧–૪

(સર્વ પ્રાણીઓની) જાણવા યોગ્ય (અનન્ત પ્રવૃત્તિઓ) સાથે કાળી રાત્રિ અને ધોળો દિવસ આકાશ અને પૃથ્વી ઉપર ફર્યા કરે છે.

ઊગતા રાજાની (સૂર્યની) માફક વૈશ્વાનર અગ્નિ (પણ) (પોતાના) તેજથી અન્ધકારનો નાશ કરે છે.

૨૭. न विक्रमो न चाप्यर्थो न मित्रं न सुहृज्जनः ।
तथोन्मोचयते दुःखाद्यथात्मा स्थिरसंयमः ॥ ૧૧–૭–૧૮.

સર૦ 'માતા પિતા એવું ન કરે અથવા અન્ય સગાં એવું ન કરે એટલું શ્રેય સમ્યક્ લગાડેલું ચિત્ત એને કરે છે.' ધમ્મ. ચિત્તવગ્ગો ૪૩–૧૧.

૨૮. ૧૧–૭–૧૯, ૨૦.

ઉપરના બન્ને પ્રસંગોથી તદ્દન જુદા સંયોગોમાં, યુવાન, ઉત્સાહી શુકદેવને નારદે બ્રહ્મવિદ્યાનો ઉપદેશ કર્યો એમાં પણ આ શ્લોક (૧૨-૩૩૭-૨૦) આવે છે.૨૯

ચિ. ૧૪-૪૪-૧૯, અનુગીતાપર્વમાં પણ બ્રહ્મવિદ્યાના ઉપદેશ પ્રકરણોમાં નામરૂપવાળી વસ્તુઓનું તત્ત્વતઃ વર્ણન કરતાં, બ્રહ્માએ ગીતાના દસમા અધ્યાય, 'વિભૂતિયોગ'ની જેમ, કોણ કોનું આદિ છે એ કહ્યા બાદ સર્વનું આદિ અને અંત એક અવ્યક્ત બ્રહ્મ છે એમ કહ્યું. તે પછી દરેક વસ્તુને વિનાશશીલ વર્ણવી આ શ્લોક કહીને 'સર્વનો અંત છે, એક જ્ઞાનનો અંત નથી. માટે શુદ્ધ જ્ઞાનથી પ્રશાન્તાત્મા, જિતેન્દ્રિય, નિર્મમ અને નમ્ર મનુષ્ય સર્વ પાપોથી મુક્ત થાય છે,'૩૦ એમ જણાવ્યું.

રામાયણ ૨-૧૦૫-૧૬માં શ્રી રામ, પિતામરણ અને રામવનવાસથી દુઃખી થયેલા ભરતને આશ્વાસન આપે છે ત્યાં અને ૭-૫૨-૧૧માં લોકાપવાદથી સીતાત્યાગ કર્યા પછી દુ:ખી રામને લક્ષ્મણ આશ્વાસન આપે છે ત્યાં પણ આ શ્લોક આવે છે.૩૧

પતન, દૈન્ય, કાર્પણ્ય, હીનતા અનુભવાય અને માથે દુઃખનાં ઝાડ ઊગે તો એ ધાણી રહે એવા પ્રસંગોમાં અથવા જ્યારે દુન્યવી સમૃદ્ધિના એકચક્રી સામ્રાજ્ય ઉપર અભિષેક થવાની તૈયારી હોય, અથવા જીવનના કોઈ પણ ક્ષેત્રને પોતાની બુદ્ધિ, વિનય, જ્ઞાન, ઉત્સાહ અને તેજથી પ્રાપ્ત કરવાની શક્તિ ધરાવતો પચીસ વર્ષનો યુવાન બ્રહ્મીભૂત થતો હોય, એવા દરેક પ્રસંગે એકધારી શાંતિ, કરુણા, અનાસક્તિ, પ્રેમ, શીલ, ચારિત્ર્ય પ્રબોધતું અજ્ઞાન હટાવતું, અભિમાન દૂર કરતી નમ્રતા અને સમતા આપતો વૈરાગ્ય પ્રબોધતું અનેક શિખામણોના હાર્દ સમું આ સુભાષિત 'કાલવાદ'નું દેખાય છે. વિદુરનું સમગ્ર પ્રવચન 'કાલ'ને અનુલક્ષીને છે. કાલવાદ એ, જે રીતે મહાભારતમાં 'કાલ'ના ઉલ્લેખ મળે છે એ જોતાં, બુદ્ધિશાળી અને જ્ઞાની આચાર્યોએ, સમય, કર્મનો કાયદો, ઈશ્વરકર્તૃત્વ, નિયતિ, જગતનો સ્થૂલ વ્યવહાર, જગતની પાર રહેલું બિહામણું જણાતું પણ ખરેખર કરુણાકારી રૂપ, અને તત્ત્વજ્ઞાનની તત્કાલીન શાખાઓ એ સર્વનું સક્રિય અનુભવથી શોધન કરીને પ્રકાશિત કરેલો તત્ત્વજ્ઞાનનો ઉદાર સંપ્રદાય હશે. પરમકવિ વ્યાસે એ કાલવાદને મહાભારતમાં સરસ રીતે સમાવી દીધો છે. એનું સર્વશ્રેષ્ઠ ઉદાહરણ ગીતાના અગીઆરમા

---

૨૯ નારદના ઉપદેશ માટે જુઓ ઉપર 'બ્રહ્મવિદ્યા' (પ્રક ૫) શ્લોક ૭૯

૩૦. ચિ ૧૪-૪૪-૨૧, ૨૨

૩૧ રામાયણનો આ સાતમો 'ઉત્તરકાંડ' પ્રક્ષિપ્ત મનાય છે

અધ્યાયનો 'વિશ્વરૂપદર્શનયોગ' છે, જેમાં ભગવાન પોતાને 'લોકોનો ક્ષય કરવા પ્રવૃત્ત થયેલા વૃદ્ધિ પામેલા કાળ'[૩૨] તરીકે ઓળખાવે છે, અને અર્જુનને 'નિમિત્તમાત્ર' થઈને કાર્ય કરવા કહે છે.[૩૩] કાલ કે કાળનો સીધો ઉલ્લેખ કરતા થોડાક જાણવાયોગ્ય ઉલ્લેખો નીચે આપ્યાં છે[૩૪]: (૧) 'વિધાતાએ નિર્મેલા માર્ગને કોઈ ઓળંગી શકતું નથી, આ કાળ જન્મ, મૃત્યુ, સુખ અને દુઃખનું મૂળ છે. કાળ પ્રાણીઓને રાંધે છે (અથવા પકવે છે), કાળ પ્રજાઓનો સંહાર કરે છે, અને એ સંહારતા કાળને પુનઃ કાળ જ શાંત કરે છે. જગતમાં કાળજ શુભ અશુભ ભાવો ઉત્પન્ન કરે છે. કાળ સર્વનો લય કરે છે અને પુનઃ સર્જન કરે છે. પ્રતિબંધરહિત થઈને કાળ સર્વ પ્રાણીઓમાં એકસરખી રીતે ફરે છે.'[૩૫] (૨) સંવત્સરચક્ર અર્થાત્ કાળચક્રને જાણનાર પરમ

૩૨. कालोऽस्मि लोकक्षयकृत्प्रवृद्धो
लोकान्समाहर्तुमिह प्रवृत्तः । ૬–૩૩–૩૨ (ગીતા. ૧૧–૩૨)
ભક્ત હૃદયમાં આ શબ્દોથી (ઈશ્વરથી) ભય (તમામ વસ્તુઓથી) અભય, વિનમ્રતા, પ્રેમ અને તટસ્થભાવની રોમહર્ષિણી ઊર્મિઓનાં અજાયબ સ્પંદન થાય છે.

૩૩. निमित्तमात्रं भव सव्यसाचिन् । ૬–૩૩–૩૩ (ગીતા. ૧૧–૩૩)

૩૪. આ દાખલાઓ 'કાલવાદ'ની ફિલસૂફીના ઓકના નિર્દેશક છે. એટલાથી એનો સાધારણ આછો ખ્યાલ આવી શકે, અભિપ્રાય બાંધી ન શકાય.

૩૫. विधातृविहितं मार्गं न कश्चिदतिवर्तते ।
कालमूलमिदं सर्वं भावाभावौ सुखासुखे ॥ ૧–૧–૧૮૭.
कालः पचति भूतानि कालः संहरति प्रजाः। (સર૦ ૧૨–૨૧૭–૩૯)
(कालः सुप्तेषु जागर्ति कालो हि दुरतिक्रमः) । (ક્ષેપક નં. ૬૧)
निर्दहन्तं प्रजाः काल कालः शमयते पुनः ॥ ૧–૧–૧૮૮

આ શ્લોકના અર્ધ અને ક્ષેપક નં. ૬૧ સહિતનો એક શ્લોક બનાવીને 'નંદીસૂત્ર'ના સૂત્ર ૪૬ની વૃત્તિ (પૃ. ૨૧૪/૧)માં, ૩૬૩ ધર્મપંથીનો ઉલ્લેખ છે ત્યાં કાલવાદીઓના તત્ત્વજ્ઞાનના નમૂના રૂપે ટાંકયો છે.

कालो विकुरुते भावान्सर्वांल्लोके शुभाशुभान् ।
कालः संक्षिपते सर्वाः प्रजा विसृजते पुनः ।
कालः सर्वेषु भूतेषु चरत्यविधृतः समः ॥ ૧–૧–૧૮૯

કાલવાદની વિસ્તૃત ફીલસફી માટે ખાસ જુઓ શાંતિ. અ. ૨૨૦; વળી જુઓ શાંતિ. અ. ૨૧૭, ૨૨૦; ચિ. ૧૬–૮–૩૨ થી; નીચે પા. નોં. ૩૭.

કવિ છે એવી માન્યતા છે.[૩૬] એનો અર્થ એ કે જે માણસ કાળની ગતિ જાણીને આયુષ્યનો વૃથા વ્યય થવા નહિ દેતાં સદ્‌વ્યય કરે છે એ જ્ઞાની છે. (૩) (વ્યાસ શુકને કહે છે) પોતાનાં કર્મોથી ચાળણી જેવા થયેલા આ જીવલોકને તું જો અને હે પુત્ર! જે મેં કહ્યું છે તે પ્રમાણે આચરણ કર. આ મનુષ્ય લોકને કર્મભૂમિ સમજીને એમાં પ્રવેશ કરી, પરલોકની ઇચ્છાવાળાએ શુભ-કર્મોનું આચરણ કરવું,[૩૭] કારણકે કાળ માસ અને ઋતુરૂપી કડછીથી, સૂર્યરૂપી અગ્નિમાં રાત્રિદિવસરૂપી ઇંધણાં નાખીને સર્વકર્મનિષ્ઠાના ફળરૂપી સાક્ષીએ પ્રાણીઓને બળાત્કારે રાંધે છે.[૩૮] (૪) એ (કાળ જ) સર્વનો ઈશ થઈને બીજાઓ દ્વારા આજ્ઞા કરાવે છે.[૩૯]

---

૩૬. षण्णाभेर्द्वादशाक्षस्य चतुर्विंशतिपर्वण ।
यस्त्रिषष्टिशतारस्य वेदार्थं स परः कवि ॥ ૩-૧૩૩-૨૧;
સર૦ ૧૨-૨૧૭-૪૬ થી.

આ સાથે જુઓ ૩-૧૩૩-૨૨; વળી જુઓ ૧-૩-૧૫૦ થી ૧૫૩ અને ૧-૩-૧૭૨ થી ૧૭૫ ઇ. આ ઉલ્લેખો સાથે સરખાવો. (ઋગ્વેદ ૨-૧-૩-૬; યજુર્વેદ ૨-૪૧; ઋગ્વેદ ૧-૧૬૪-૯ થી ૧૪; ૧-૨૨-૧૬૪-૪૮; અથર્વવેદ ૧૦-૮-૪;) વળી જુઓ નિરુક્ત ૪-૪-૨૬, ૨૭-૫, ૬ માં ઋગ્વેદના મંત્રો ૧-૧૬૪-૨, ૧૧, ૪૮ ઉપર (ગો. બ્રા. ૧/૫/૫ તથા ઐતરેય બ્રાહ્મણ ૧/૧; ૨/૧૭ વ ઉલ્લેખો સાથે)નુ વિવરણ.

સર૦ काल कलयतामहम् । ૬-૩૨-૩૦ (ગીતા. ૧૦-૩૦).

૩૭. ૧૨-૩૦૯-૮૮, ૮૯.

૩૮. मासर्तुसंज्ञापरिवर्तकेन सूर्याग्निना रात्रिदिवेन्धनेन ।
स्वकर्मनिष्ठाफलसाक्षिकेण भूतानि काल पचति प्रमह्य ॥ ૧૨-૩૦૯-૯૦

સર૦ આરણ્યક પરિશિષ્ટ ૧ (૨૨) લીટી ૬૯ થી ૭૨. બધાય મતોની જેમ કાલવાદમા પણ ખામીઓ છે તેમાંની કેટલીક શાંતિ. અ. ૧૩૭મા વિસ્તારથી બતાવવામા આવેલી છે.

૩૯. स एवेशश्च भूत्वेह परैराज्ञाप्यते पुनः । શાં. ૧૬-૮-૩૫.
જુઓ ઉપર પા. નોં. ૩૫

'કાલવાદ' અંગેના આ શ્લોકો સાથે સર૦

લવ નિમેષ પરમાનુ જુગ બરસ કલપ સર ચંડ ।
ભજસિ ન મન તેહિ રામ કહૅં કાલુ જાસુ કોદંડ ॥
તુલસી. રામા લંકા. દો. ૧

લવ, નિમેષ, પરમાણુ, યુગ, વર્ષ અને કલ્પ જેમનાં ચંડ બાણો છે અને કાલ જેમનું ધનુષ છે, તે શ્રીરામને હે મન! તું કેમ ભજતું નથી?

## ૧૧
## વ્યસન

वार्यमाणोऽपि पापेभ्यः पापात्मा पापमिच्छति ।
चोद्यमानोऽपि पापेन शुभात्मा शुभमिच्छति ॥

૫-૧૩૭-૮ (૧૧૭)

પાપ કરવામાંથી વારવામાં આવે તો પણ પાપાત્મા પાપ કરવાનું ઇચ્છે છે અને પાપ કરવાની પ્રેરણા કરવામાં આવે તો પણ શુભાત્મા શુભને જ ઇચ્છે છે

શ્રીકૃષ્ણવિષ્ટિ પ્રસંગે ભીષ્મ, દ્રોણ વગેરે વડીલો દુર્યોધનને યુદ્ધમાંથી નિવૃત્ત થવા અને (પૂરો નહિ તો) થોડો પણ ન્યાય સાચવવા સમજાવતા હતા, તેમાં દ્રોણે ઉપરનું વાક્ય કહી દુર્યોધન અને યુધિષ્ઠિરની સરખામણી કરી આચાર્ય દ્રોણના પ્રવચનમાં સત્યવાદી અર્જુન પ્રત્યેનો પુત્ર કરતાયે અધિક વાત્સલ્યભાવ, દુર્યોધનની શઠતા અને નાસ્તિકતા પ્રત્યેનો તિરસ્કાર, અને આમ હોવા છતાંય કદાચ યુદ્ધ થાય તો આવા વિનમ્ર અર્જુનની સાથે (ધર્મપાશથી બંધાયેલા હોઈ) પોતાને યુદ્ધ કરવું પડશે એવા વિચારથી થતું અકથ્ય દુઃખ વ્યક્ત થાય છે[1] ઉપરનું વચન કહ્યા પછી સરખામણી આગળ ચલાવતા દ્રોણગુરુએ કહ્યું છે 'તેં કપટથી પાડવોને દુખી કર્યા છતાં તેઓ તારું પ્રિય કરવાનું ઇચ્છે છે તોય તારામાં રહેલા (દ્વેષાદિ) દોષો તો તેમનું અહિત કરવા તત્પર રહે છે'[2] આમ છતાંય જેમની ઉન્નતિ ઇચ્છતા હોઈએ એવા

૧ ભીષ્મ, દ્રોણ આદિ વિદ્વાન સજ્જનો અને કૃષ્ણમાં આ ફરક મૂળભૂત છે આ બંને મહાનુભાવો સત્યવસ્તુસ્થિતિ અને શાશ્વત ધર્મ સમજવા છતાં પ્રચલિત રૂઢિ નીતિનિયમો અને કાયદાના કલેવરને ધર્મ માની બેઠા હતા તેથી દ્વિધામાં પડીને, ન્યાય બાજુ ખેંચીને છેવટે અન્યાય બાજુ ગયા! પણ શ્રીકૃષ્ણ જે શાશ્વતધર્મ અને સત્યના અપૂર્વ પરખંદા હતા, તે બધી પરિસ્થિતિનું તોલન કરીને, સમય અને શક્તિનો વિચાર કરીને, અનાસક્તપણે લોકસંગ્રહની ઉદાર દૃષ્ટિ રાખીને અન્યાય રોકવા માટે પોતાની શક્તિના બૂંદેબૂંદ જેટલો પૂરો પ્રયત્ન કરતા હતા

૨ ૫-૧૩૭-૯ થી

સુહૃદો જો વ્યસનાર્ણવમાં ડૂબી જતા હોય તો તેમના હિતેચ્છુએ જે કરવું જોઈએ તે કરવાની ઇચ્છાથી હું તને પુનરુક્તિ કરીને કહું છું કે 'હે વીર! યુદ્ધ કરવાનુ માંડી વાળી કૌરવોની વૃદ્ધિ માટે શાંત થા. પુત્રો, અમાત્યો અને સૈન્ય સહિત પરાભવ ન પામ' વગેરે કહીને આચાર્યે યુદ્ધવિરામ માટે બહુ પ્રયત્ન કર્યો.[3]

આ સુભાષિત અશુભ માનસ અને શુભમાનસ વચ્ચેનો ફરક સરળ રીતે વ્યક્ત કરે છે. બન્ને માનસવાળા મનુષ્યો અવશપણે પોતાની પ્રવૃત્તિ કર્યે જ જાય છે, એ કહેવા સાથે એનો આશય એ છે કે, પ્રબળ પ્રયત્ન કરવાથી અશુભ માનસ શુભમાં જરૂર પરિવર્તિત થાય; સાથે જ અશુભ માનસ પ્રત્યે ધિક્કાર દર્શાવીને પાપીપુણ્ય પ્રત્યે સમભાવ તથા સહાનુભૂતિ રાખવાનુ પણ તે લાઘવથી સૂચવે છે.

न पापं प्रति पापः स्यात्साधुरेव सदा भवेत् ।
आत्मनैव हतः पापो यः पापं कर्तुमिच्छति ॥[1]

૩-૧૯૮-૪૨ (૧૧૮)

પાપીની સામે પાપી ન થવું. સર્વદા સજ્જન જ રહેવું. (કેમકે) જે પાપી પાપ કરવાનું ઇચ્છે છે તે પોતાની જાતથી જ હણાયેલો છે.

બ્રાહ્મણ કૌશિકના પ્રશ્ન ઉપરથી ધર્મવ્યાધે પ્રવચન કર્યું તેમાં આ સુભાષિત આવે છે[2] પાપીની સામે પણ સજ્જન શાથી રહેવું, એનુ કારણ આપતા ધર્મવ્યાધ કહે છે, 'હે દ્વિજોત્તમ! તમે લોભને જ પાપનુ મૂળ સમજો.

૩. ૫-૧૩૭-૨૧, ૨૨

૧. 'પાપ' એ સાપેક્ષ અર્થવાળું પદ છે. નિરપેક્ષપણે સર્વત્ર સમદૃષ્ટિ રાખે એ જ નિષ્પાપ છે. બીજા ઓછાવત્તા અંશે પાપી તથા પુણ્યશાળી છે.

समं पश्यन्हि सर्वत्र समवस्थितमीश्वरम् ।
न हिनस्त्यात्मनात्मानं ततो याति परां गतिम् ॥ ६-३५-२८

(ગીતા. ૧૩-૨૮)

ઈશ્વરને સર્વત્ર સમભાવે રહેલો જે મનુષ્ય જુએ છે તે, પોતે પોતાને હણતો નથી અને તેથી પરમ ગતિને પામે છે. અર્થાત્ સર્વત્ર ઈશ્વરને જોનારો હોઈ, વિકારી નહિ બનવાથી, પોતાનો શત્રુ નથી બનતો, તેથી કલ્યાણ-પદને પામે છે.

૨. જુઓ ઉપર 'ધર્મ' (પ્ર૦. ૨) શ્લોક ૨૨, પૃ. ૨૭.

અલ્પશ્રુત લોભિયા માણસો જ પાપ કરે છે. એવા અધર્મીઓ ઘાસથી ઢંકાયેલા કૂવાની જેમ ધર્મના ડોળથી (પાપને) ઢાંકે છે, તેઓ સંયમ વિશે અને પવિત્ર કાર્યો વિશે ધર્મને નામે તડાકા લગાવે છે. તેઓમાં બધું હોય છે–માત્ર શિષ્ટાચાર અર્થાત્ સજ્જનોનો આચાર જ દુર્લભ હોય છે.'[૩] શિષ્ટાચાર એટલે શું? યજ્ઞ, દાન, તપ, વેદ, સત્યમાં સ્થિતિ: કામ, ક્રોધ, દંભ, લોભ, કપટને કાબૂમાં રાખી ધર્મમાં સંતુષ્ટતા: સદાચારપાલન, ગુરુશુશ્રૂષા, અક્રોધ, દાન, દમ, ત્યાગ, વૈરાગ્ય, ધૈર્ય, નમ્રતા, સત્ય, અહિંસા આદિ ગુણોથી બુદ્ધિયોગનું અનુશીલન વગેરે શિષ્ટાચાર છે.[૪] વળી સંક્ષેપમાં શિષ્ટાચારવાળા ધર્મનું લક્ષણ કહેતાં જણાવ્યું છે, 'શિષ્ટાચારવાળા જેને સેવે છે એ સત્ય જ શ્રેષ્ઠ છે. આચાર એ સત્પુરુષોનો ધર્મ છે અને સજ્જનો (શિષ્ટ–) આચારરૂપી લક્ષણવાળા છે.[૫]...જે કર્મનો આરંભ ન્યાયયુક્ત હોય એ જ ધર્મ કહેવાય છે, અને જેનો આરંભ અનાચારયુક્ત છે તે અધર્મ છે એવું શિષ્ટોનું અનુશાસન છે.'[૬]

આમ (માત્ર) પાપી અને (માત્ર) સજ્જન પુરુષોનાં વર્ણન બતાવ્યાં; પણ પાપી પ્રત્યે સજ્જન જ રહેવું એ શાથી? એનું એક કારણ એ કે 'શીલ વિનાનો માણસ પણ શીલવાન થઈ શકે છે અને પ્રાણીઓની હિંસા કરનારો પણ પુનઃ ધાર્મિક થાય છે.' આ જ વિચારને ગીતામાં વિકસાવીને કહેવાયું છે, 'બધા પાપીઓમાં તું મોટામાં મોટો પાપી હોય તો પણ (તત્ત્વ) જ્ઞાનરૂપી નૌકા વડે બધાં પાપોને તરી જઈશ'[૭] અને 'મોટો દુરાચારી પણ જો અનન્યભાવે મને ભજે તો તેને સાધુ (થયેલો) માનવો, કારણ કે હવે એનો સત્સંકલ્પ છે'[૮] એટલે કે જેનાથી વિશેષ પાપી કોઈ છે જ નહિ, એવામાં પણ જ્ઞાનની ઝલક, પરમાત્માની ઓળખ, અને શુદ્ધ કરી

---

૩. ૩–૧૯૮–૫૪, ૫૫

૪. ૩–૧૯૮–૫૭ થી.

૫. सत्यमेव गरीयस्तु शिष्टाचारनिषेवितम् ।
आचारश्च सतां धर्मः सन्तश्चाचारलक्षणा ॥ ૩–૧૯૮–૭૦

૬. आरंभो न्याययुक्तो यः स हि धर्म इति स्मृतः ।
अनाचारस्त्वधर्मेति एतच्छिष्टानुशासनम् ॥ ૩–૧૯૮–૭૨

૭. अपि चेदसि पापेभ्य सर्वेभ्यः पापकृत्तम ।
सर्वं ज्ञानप्लवेनैव वृजिनं संतरिष्यति ॥ ૬–૨૬–૩૯ (ગીતા. ૪–૩૬)

૮. अपिचेत्सुदुराचारो भजते मामनन्यभाक् ।
साधुरेव स मन्तव्यः सम्यग्व्यवसितो हि सः ॥ ૬–૩૧–૩૦
(ગીતા. ૯–૩૦)

શકે છે. એ જ રીતે ગમે તેવા મહાન શિષ્ટમાં પણ નાની મોટી ખામીઓ રહેવાની જ, અને તેથી એવા શિષ્ટને તો પાપ, દુરિત કેવી રીતે આત્માને હણી નાંખે છે તેનો વિશેષ ખ્યાલ હોઈ, ચિત્તમાં પાપીની દશા પ્રત્યે કરુણાભાવ અને પોતાનામાં રહેલી ખામીઓના દર્શનથી પાપી પ્રત્યે કક્ષાભેદે નમ્રતામૂલક સહાનુભૂતિ, અનુકંપા, ઉપેક્ષા, મૈત્રીભાવ અને સમભાવ જાગ્રત થાય છે.' એ શી રીતે પાપીને તિરસ્કારે ? વ્યાસે પોતાનાં સંખ્યાબંધ મહાનુભાવ પાત્રો દ્વારા (પોતાસહિત) શિષ્ટોમા રહેલી ખામીઓ કક્ષાભેદે, વિભિન્ન ક્ષેત્રકાળમાં કેવી રીતે વ્યક્ત થાય છે એ વારંવાર બતાવીને, આદર્શ સ્થિતિ સહિત વ્યાવહારિક સ્થિતિમાંયે અન્યાય અને અત્યાચાર સામેનો વિરોધ જરાયે નરમ બનાવ્યા વિના, પાપીઓનો તિરસ્કાર કરીને નહિ, બદલો લઈને નહિ, પણ તેમના પ્રત્યે સમભાવ તથા સુહૃદભાવ આચરી શકાય છે અને આચરવો જોઈએ એમ કહ્યુ છે. આપણા યુગમાં મ. ગાંધીજીએ નોઆખાલી અને દિલ્હીમા કોમવાદ સામે આપેલી અવિસ્મરણીય લડત, વ્યાસનાં અર્થાત્ વિશ્વના તત્ત્વજ્ઞાનરૂપી વૃક્ષના અઢી ત્રણ હજાર વર્ષ પછી પાકેલાં સર્વોત્તમ ફળો પૈકીનું, જેનો રસ બહુ મોટા કહેવાતા માણસો પણ ગ્રહણ નહોતા કરી શકયા, એવુ અત્યંત મિષ્ટ ફળ છે.

चत्वार्याहुर्नरश्रेष्ठा व्यसनानि महीक्षिताम् ।
मृगयां पानमक्षांश्च ग्राम्ये चैवातिसक्तताम् ॥[१]
२-६१-२० (११९)

---

૧. સર° (૧) ૩-૧૪-૭

(૨) સ્ત્રી, પાસા અર્થાત્ જુગાર, મૃગયા, મદ્યપાન, કઠોર વાણી, વધુ પડતી કઠોર શિક્ષા, ધનનો દુરુપયોગ વ્યસનમાથી ઉત્પન્ન થયેલા આ સાત દોષોથી સ્થિર રાજાઓ પણ ઘણું કરીને નાશ પામે છે. ૫-૩૩-૭૩, ૭૪.

(૩) હિતોપદેશ ૩-૧૧૫.

(૪) મનુ. ૭-૫૦ થી ૫૨. એમા મદ્યપાન, જુગાર, સ્ત્રી અને મૃગયા એને મહાવ્યસન-કષ્ટતમ, અને શિક્ષા, કઠોર વાણી તથા ધનનાં દુરુપયોગને વ્યસન—કષ્ટ કહ્યા છે. આ સાત વ્યસનો અનુક્રમે ઉલ્લેથી એક એકથી ચઢિયાતાં છે વળી આગળ ચાલતાં 'વ્યસન અને મૃત્યુ' એ બેમાં વ્યસન વધુ દુઃખપ્રદ છે, કારણ વ્યસની મૃત્યુ પામ્યા પછી અધોગતિ પામે છે જ્યારે અવ્યસની સ્વર્ગમાં જાય છે. મનુ. ૭-૫૩: ઉપરાંત મનુસ્મૃતિમાં લોભ જેનુ મૂળ છે એવાં કામથી ઉત્પન્ન થતાં દસ અને ક્રોધથી ઉત્પન્ન થતાં આઠ વ્યસનોના ગણુ વિષે (મનુ. ૭-૪૫ થી ૪૯) છે. એનો સારસંગ્રહ ઉપરના સાત વ્યસનોમાં થાય છે.

**मतेषु हि नरः सक्तो धर्ममुत्सृज्य वर्तते ।**
**तथायुक्तेन च कृतां क्रियां लोको न मन्यते ॥**[2]

**૨-૬૧-૨૧ (૧૨૦)**

ઓ નરશ્રેષ્ઠો ! રાજાઓ માટે મૃગયા, મદ્યપાન, જુગાર અને અતિવિષયાસક્તિ એ ચાર વ્યસન કહેવાય છે.

એ બધામાં આસક્ત થયેલો મનુષ્ય ધર્મને વેગળો મૂકીને વર્તે છે. અને તેવા અયોગ્ય મનુષ્યે કરેલી ક્રિયાને લોકો માન્ય રાખતા નથી.

પહેલી વારના દ્યૂતમાં ધર્મરાજ દ્રૌપદીને હારી ગયા.[3] પછી પાંચાલીને બલાત્કારે ઘસડીને સભામાં લાવીને વિવસ્ત્રા કરવાનો પ્રયત્ન થયો, દાસી કહીને તથા બીજી અનેક રીતે એ આદરણીય સન્નારીને સંતાપવામાં આવી. ત્યાં શુદ્ધ ન્યાય માટે દ્રૌપદીએ ભીષ્માદિ કુરુવૃદ્ધો અને સભાસદોને પ્રશ્ન કર્યો. એ સમયે 'ધર્મની સૂક્ષ્મતા'નું કારણ આપી ભીષ્મ છૂટી પડયા.[4] ધૃતરાષ્ટ્ર, દ્રોણ, કૃપ અને વિદુર સુદ્ધાં (દુર્યોધનની શેહ અને કાયદાની બારીકીમાં ગૂંચવાઈને) કંઈ બોલી શકયા નહિ, ત્યારે બીજા સભાસદોનું તો એક અક્ષર બોલવાનું ગજું જ શું હતું ?[5] યુધિષ્ઠિર સુનમૂન બેઠા હતા, અકળાયેલો ભીમસેન એમનું

---

૨. સર૰ હાલના સમયમાં દસ્તાવેજોમાં 'સંપૂર્ણ અક્કલ હુંશિયારીથી અને બીનકેફથી' ઇ. લખવામાં આવે છે, તે

૩. સભા. અ. ૬૦ થી.

૪. ૨-૬૦-૪૦ થી ૪૨ ભીષ્મે આ પ્રમાણે કારણો આપેલાં 'નિર્ધન મનુષ્ય હોડ બકી શકતો નથી, અને સ્ત્રીઓ પતિને વશ છે તેથી, પાંડવ ધર્મરાજે 'હું જિતાયો છું' કહ્યુ છે તેથી, અને શકુનિએ કપટ કર્યું છે એમ તેઓ માનતા નથી તેથી ધર્મની સૂક્ષ્મતાને કારણે હું પ્રશ્નનો જવાબ આપી શકતો નથી.'

૫. બરાબર અત્યારની જેમ જ મોંશરમ, અને શેહથી કોઈ સાચી બાજુ તરફ બોલી શકતું નહોતું. વિદુર પણ વિકર્ણ જેવા કાચી ઉમરના પણ ન્યાયી જુવાનિયાની શરૂઆત પછી જ બોલી શકયા ! ત્યાં સુધી મૌન રહેલા ! સત્ય અને ન્યાયનું પ્રકટીકરણ ગમે ત્યાં, ગમે તેવા નાના મનુષ્ય મારફત પણ થઈ શકે છે, એનુ આ એક વિશેષ ઉદાહરણ છે, અને વ્યાસે તેને વિશિષ્ટ રીતે ઉઠાવ આપ્યો છે.

અપમાન કરતો હતો, સંયમી અર્જુન એને વારતો હતો,[૬] ત્યારે ‘ ઉઅરણી-માંથી પ્રકટેલો અગ્નિ અરણીને જ બાળી મૂકે છે, ‘ આ તો આડું વહેરે છે,’ ‘દ્રુપદાત્મજા ધર્મથી જીતાયેલી છે એમ આ સભાસદો માને છે માટે કંઈ બોલતા નથી,’ ‘આ તો પ્રાજ્ઞવાદિક મહામૂર્ખ છે.’ વગેરે કટાક્ષવચનો સહન કરીને પણ દુર્યોધનના નાના ભાઈ વિકર્ણે દ્રૌપદીનું દુઃખ જોઈને સભાસદોને ન્યાયસંગત બોલવા જણાવ્યું.[૮] એણે ભીષ્મ, વિદુર, અને પિતા ધૃતરાષ્ટ્ર સુદ્ધાંને વિચારપૂર્વક ઉત્તર આપવા વિનંતીઓ કરી પણ કોઈ બોલ્યું નહિ. ત્યારે નિરાશાથી બે હાથ ઘસીને નિઃશ્વાસ નાંખતાં, વિકર્ણ બોલ્યો, ‘હે રાજાઓ! તમે ભલે પ્રશ્નનો ઉત્તર ન આપો, હું તો મને જે ન્યાયસંગત લાગે છે તે અહીં કહીશ જ.’[૯] આમ કહીને દ્રૌપદી શાથી જીતાયેલી નથી તે વર્ણવતાં ઉપર ટાંકેલાં સ્મૃતિનાં બે સુભાષિતોથી રાજાઓને કર્તવ્યવિમુખ થતા અટકવા તેણે વિનંતી કરી.[૧૦] આવાં વ્યસનમાં ફસાયેલો જે કંઈ કરે

૬. ૨–૬૧–૧ થી.

૭. ૨–૬૧–૨૬ થી; આ મેણાં ક્રોધમૂર્છિત કર્ણે મારેલાં.

૮. ૨–૬૧–૧૧ થી.

૯. विब्रूत पृथिवीपाला वाक्य मा वा कथचन ।
मन्ये न्याय्य यदत्राह तद्धि वक्ष्यामि कौरवा ॥ ૨–૬૧–૨૯

૧૦. ૨–૬૧–૨૨ થી. વિકર્ણની દલીલો, (૧) ધર્મરાજે (દ્યૂત)ના વ્યસનમાં આવીને તેમજ જુગારીઓથી ઉશ્કેરાઈને દ્રૌપદીને હોડમાં મૂકી હતી તેથી એમનું મન ઠેકાણે ન કહેવાય. (૨) દ્રૌપદી પાંચે પાંડવોની સામાન્ય પત્ની છે (તેથી એકલા યુધિષ્ઠિર હોડમાં મૂકી ન શકે.) (૩) યુધિષ્ઠિર પોતે જીતાઈ ગયા પછી એને દાવમાં મૂકી છે. (એટલે કે પોતે પરાધીન થયા પછી એમને દ્રૌપદીને હોડમાં મૂકવાની સત્તા રહી જ નહોતી).

ભીષ્મની ‘ધર્મની સૂક્ષ્મતા’ અંગે ગૂંચવણ, વિકર્ણની દલીલો તથા દુર્યોધન, કર્ણ આદિ જેના ઉપર મુસ્તાક હતા તે ‘ધર્મ’ જોતાં તત્કાલીન સમાજરચનામાં સ્ત્રી તથા નાનાભાઈઓ કે પુત્રો એ પતિ, મોટાભાઈ કે પિતાની મિલ્કત છે એવી માન્યતા હતી એવું દેખાય છે. એ કાયદામાં ખામી છે એમ ભીષ્મ સમજી શકતા, પણ ઉકેલ નહોતા કરી શકતા, એનું એક કારણ રાજ્યશાસન એમને કાયદા મુજબ જ ચલાવવાનું હતું તે હોય. (અમદાવાદમાં થોડાં વર્ષ પહેલાં આવા મુદ્દાને લીધે શ્રી રવિશંકર મહારાજ અને સંતમાલજીની સાક્ષીઓ હોવા છતાં એક ખૂનીને, કોર્ટે ‘ખૂની આ જ છે’ એ કાયદા મુજબ પૂરવાર નથી થઈ શકતું, એમ કહીને છોડી મૂક્યો તેનો

તે વ્યગ્ર હાલતમાં થયેલું હોઈ લગભગ ગાંડા માણુસે કરેલા કૃત્ય જેવું છે, એટલે તેની કંઈ કિંમત–કાયદા પ્રમાણે ય નથી, એ બતાવી કર્તવ્યાભિમુખ થવા સમજાવ્યું. વિકર્ણની ન્યાયી વાત સાંભળતાં, અત્યારસુધી મૂંગા બેઠેલા સભ્યોમાં એની પ્રશંસા અને કપટદ્યૂત ખેલનાર શકુનિની નિંદા થવા માંડતાં ખૂબ ઘોંઘાટ થયો.[૧૧]

મ.ભા.કારે મૃગયાસક્ત પાંડુરાજાથી થઈ ગયેલું કામાસક્ત મૃગના વધ જેવું અપકાર્ય,[૧૨] મદ્યપાનથી યાદવોનો નાશ,[૧૩] તથા દ્યૂત અને વિષયાસક્તિથી કૌરવોનું નિકંદન નીકળી ગયું[૧૪] વગેરે બતાવી આ ચારે વ્યસનોથી થતી

અખબારી અહેવાલ આવેલો તે યાદ આવે છે.) એ કાયદો સમાજને સુનિયત અને સુવિનિત રાખે ત્યાં સુધી જ ઉપયોગી છે, એમ મ. ભા. ના સંખ્યાબંધ પ્રસંગાલેખનોથી સ્પષ્ટ થાય છે. કાયદાની આ ગૂંચમાં યુધિષ્ઠિર, અર્જુન પણ ગૂંચવાયેલા હતા (૨–૬૨–૮, ૯, ૨૧ ઇ.) વિદુરે પછી કાયદાની ગૂંચ દૂર કરવા પ્રયત્ન કર્યો છે (૨–૬૩–૧૮, ૧૯) પણ વિકર્ણની દલીલો શ્રેષ્ઠ છે. ફરીથી દ્યૂત રમાડવાનો ધૃતરાષ્ટ્રે નિર્ણય કરતાં તેનો વિરોધ વિકર્ણે પણ કરેલો. (૨–૬૬–૨૬) આવા ન્યાયી વિકર્ણને ભીમસેને બીજા કૌરવ ભાઈઓની સાથે મારી નાંખ્યો, એ પ્રસંગને બરાબર માવજત નથી મળી, એવું માનનાર કોઈ કવિએ, વિકર્ણનો વધ કર્યો ત્યારે ભીમસેનને તેની દ્રૌપદીવસ્ત્રાહરણ સમયની ન્યાયપ્રિયતા સંભારી બહુ શોક કરતો અને સર્વ કૌરવ ભાઈઓનો વધ કરવાની પ્રતિજ્ઞા પૂર્ણ કરવા માટે જ ન છૂટકે એનો વધ કરવો પડે છે એવું કહેતો બતાવ્યો છે. (જુઓ દ્રોણ. અ. ૧૧૨ મા ક્ષેપક નં. ૮૦).

૧૧. ૨–૬૧–૨૫      ૧૨. આદિ. અ. ૧૦૯.

૧૩. યાદવોનો નાશ ન થાય એ ઇચ્છાથી, યાદવો આહુક, જનાર્દન (કૃષ્ણ), (બલ) રામ અને બભ્રુએ દ્વારકાનગરમા યાદવો કે બીજા કોઈ નગરવાસીએ સુરા કે આસવનુ પાન નહિ કરવાનુ ફરમાવ્યુ હતું. જે આ ફરમાનનો ભંગ કરે તેને સગાંસબંધી સહિત શૂળીએ ચઢાવવાની સજા જાહેર કરી હતી. ચિ. ૧૬–૧–૨૯ થી ૩૧; પણ એક વખતે યાદવો સહકુટુંબ પ્રભાસ ગયા. એ તો મદ્યનિષેધ વિનાનો પ્રદેશ હતો! એટલે દારૂ પણ સાથે લીધો ત્યાં શ્રીકૃષ્ણની સમીપમાં બલરામ સહિત બધા યાદવોએ દારૂ પીધો. પછી અંદરઅંદરના વિખવાદના કારણે અને દારૂના નશાને લીધે યાદવકુળનો સંહાર થયો. ચિ. મૌસલ અ. ૩.

૧૪. આખું સભાપર્વ દ્યૂત અને વિષયાસક્તિની વાત કહે છે; વળી જુઓ આરણ્યક અ. ૪૯ થી ૭૮ 'નલોપાખ્યાનપર્વ'.

પકની બતાવી છે. આ વ્યસનો રાજાઓને વળગતા હોવાનું કહ્યું છે, પણ સામાન્ય મનુષ્યને એટલાં જ ભાન ભૂલાવનારાં છે, અને એમાંની વાત આજે પણ એટલી જ સાચી છે. આજે ય 'ટુરીઝમ' ખીલવવા માટે શિકાર તથા મદ્યનિષેધવાળા વિસ્તારોમાં પણ મદ્યપાનને અપાતું ઉત્તેજન, (બીજા વિસ્તારોની તો વાત જ કયાં કરવાની!) દ્યૂતનો તદ્દન આધુનિક વ્યવસ્થિત અને અર્થ-કારણનો એક અનિવાર્ય ભાગ થઈ પડેલો પ્રકાર સટ્ટો, શબ્દરચના વ્યૂહો રીતસરનો જુગાર, ફીચર, અને વિષયાસક્તિ વધારનારી જીવનપ્રવૃત્તિઃ પ્રાચીન કાળથી ચાલ્યાં આવતાં વ્યસનોથી ઉત્પન્ન થયેલી દુઃખપરંપરાને હજુ ઘણાં વર્ષો સુધી અકબંધ જાળવી રાખશે એ નક્કી છે. છતાં એની જૂની પકડ ઢીલી થતી જાય છે એ પણ નિઃશંક છે.

મ.ભા ના યુગમાં કોઈ પણ ક્ષત્રિયને આવાહન કરવામાં આવે તો દ્યૂત કે યુદ્ધનો ઇન્કાર કરવો તે અધર્મ અથવા કાયરતા ગણાતી. પાંડવ ધર્મરાજા દ્યૂતનો ઇન્કાર કરી અધર્મ નહોતા કરવા ઇચ્છતા, સાથે અત્યંત સરળ, અને કપટથી અજાણ હોઈ દુર્યોધનની જાળમાં, દ્રૌપદી અપમાનનો તીવ્ર પ્રસંગ બન્યા પછી યે બીજી વાર ફસાયા. આવા પ્રસંગોથી વ્યાસ સૂચવે છે કે દક્ષતા, તીવ્ર કલ્પનાશક્તિ અને તેજ એ ધાર્મિકતાનાં અંગ છે, એ ગુણો વિનાની ધાર્મિકતા અનેક દુઃખ તથા અધર્મોનો જન્મ આપી શકે. શ્રીકૃષ્ણમાં એ ત્રણે ગુણ હતા, અને દ્યૂત ખેલાયુ એ વખતે જો પોતે, 'શાલ્વ સાથે યુદ્ધમાં રોકાયેલા ન હોત અને દ્વારકામાં હોત તો હસ્તિનાપુર આવીને,[૧૫] ધૃતરાષ્ટ્રને

૧૫. આરણ્યક અ. ૧૪. વાસુદેવ પાંડવોને મળવા વનમાં ગયા ત્યાં વાતચિત કરતાં એમણે આ કહ્યુ હતું; દ્રૌપદીને વસ્ત્રાહરણ પ્રસંગે શ્રીકૃષ્ણે ચીર પૂર્યાનુ કથાનક અનેક ભક્તકવિઓ અને પુરાણીઓએ જુદા જુદા ભાવોથી ભરેલી ભાષાઓમાં અભિવ્યક્ત કરીને મ. ભા. માં પાછળથી દાખલ કરેલું છે. એ બીના સમીક્ષિત વાચના જોતા સામાન્ય વાચક પણ સહેલાઈથી સમજી શકે એટલી સ્પષ્ટ રીતે દેખાઈ આવે છે. વળી મૂળ વાચના પ્રમાણે દ્રૌપદીનું તેની અગન અને સમાજમાં રહેલી તેજસ્વિતા તથા ધર્મશીલતાએ રક્ષણ કર્યું હતું, તેનું સક્ષિપ્ત, સાદી અને વેગવાળી શૈલીમાં જે વર્ણન છે, તે ભગવાને ચીર પૂર્યાના કથાનક કરતા ઘણું વધારે ઉત્કૃષ્ટ છે. અને શ્રીકૃષ્ણની આ ઉક્તિથી એમનું વસ્ત્રાહરણના પ્રસંગથી અજાણપણું દેખાય છે તે પણ બંધબેસતુ છે. (વધુ માટે જુઓ ઉપર 'કાલ' (પ્રક. ૧૦) શ્લોક ૧૧૫, પા નોં ૭, પૃ ૨૫૭ અને નીચે 'યુદ્ધ-નિરર્થકતા' (પ્રક. ૧૩) શ્લોક ૧૩૦, ૧૩૧, પા નોં ૧૨ (૩).

નલનો દાખલો આપીને, દ્યૂતથી શરૂ થતી દોષવાળી સતત પ્રસંગધારાઓ સમજાવીને,[૧૬] દ્યૂતના દોષો બતાવીને, અને છેવટે મારું કહ્યું ન માનનારા સુહૃદના વેશમાં રહેલા (કૌરવોના શકુનિ આદિ) દુર્હૃદોને હણી નાંખીને પણ દ્યૂત અટકાવત'[૧૭] એમ યુધિષ્ઠિરને કહ્યું હતું, તે ધર્મને ખરા રૂપમાં જોવાની અને એ પ્રમાણે આચરવાની એમની ઈશ્વરી શક્તિનું નિદર્શક છે.

अभियुक्तं बलवता दुर्बलं हीनसाधनम् ।
हृतस्वं कामिनं चोरमाविशन्ति प्रजागराः ॥[१]

૫-૩૩-૧૩ (૧૨૧)

બળવાનથી દબાયેલા દુર્બળ અને હીનસાધન પુરુષને, જેનું ધન હરાઈ ગયું હોય તેને, કામીને અને ચોરને ઉજાગરા થાય છે.

ઉપપ્લવ્ય શહેરમાં પાંડવોની છાવણીમાં દૂતકાર્ય કરીને નિપુણ રાજપુરુષ, તત્ત્વવેત્તા, વફાદાર સેવક અને સ્પષ્ટવક્તા સંજય રાત્રે પાછો હસ્તિનાપુર આવ્યો.[૨] આવીને રાત્રે જ તે ધૃતરાષ્ટ્રને મળ્યો, સમાચાર નિવેદન કર્યા, વફાદાર સુહૃદ સેવક જ કહી શકે એવી રીતે ધૃતરાષ્ટ્ર, દુર્યોધન અને એના મંત્રીઓનાં કુકૃત્યોની કુરાજનીતિ, લોભ અને અધર્મની નિંદા કરી, આવનારા ભયની ચેતવણી આપી, યુધિષ્ઠિરની ક્ષમા, દયા અને ધર્મબુદ્ધિની પ્રશંસા

---

૧૬. શાસ્ત્રકોવિદો ચારે વ્યસનોને (નિંદાપાત્ર) કહે છે તેમાંય દ્યૂત-નિષ્ણાતો તેના દોષોનું ખાસ વર્ણન કરે છે (એ દોષો તો એક જ દિવસમાં દ્રવ્યનાશ, સંકટ આવ્યા વિના રહેજ નહિ, ભોગવ્યા વગર અર્થનાશ અને સરવાળે બચતમાં વાક્પારુષ્ય અર્થાત્ ગાળાગાળી ૩-૧૪-૮, ૯ )

૧૭. શ્રીકૃષ્ણને માનુષ પાત્ર ઉપરાંત મોટે ભાગે દૈવી પાત્રરૂપે મૂકીને વ્યાસે મોટો લોકસંગ્રહ કરેલો છે. શ્રીકૃષ્ણ બધુ પૂરેપૂરુ સમજી શકતા, તે પ્રમાણે આચરતા અને એ માટે આવાં 'દુર્હૃદોને હણવાના' વિધાનો પણ કરતા. ખરેખર તો આ રચનાર વ્યાસ એ બધુ સમજી ચૂકેલા હતા પણ પોતે કદી આવુ વિધાન કરતા નહિ કારણ સ્પષ્ટ છે માણુસ ગમે તેટલો મહાન હોય તોય અધૂરો છે, તેથી આવુ પ્રબળ વિધાન ભગવાન પાસે કરાવીને, વિવેકથી બધું સમજનાર વિદ્વાને તો નમ્રતા, ક્ષમા, અહિંસા અને દયા જ રાખવાની છે એમ આડકતરી રીતે બતાવ્યું છે. ભગવાન જેટલુ સંપૂર્ણ સમજનાર લોકોને હણી શકે, બીજો નહિ. (જુઓ ઉપર 'બ્રહ્મવિદ્યા' (પ્રક. ૫) શ્લોક ૬૬, પા. નો. ૩ (૧) પૃ ૧૫૩).

૧. સર્ં ૧૦-૪-૨૧.

૨. જુઓ ઉપર 'ધર્મ' (પ્રક. ૨) શ્લોક ૩૧, પૃ. ૪૧.

કરી, 'અત્યારે રથના વેગથી અથડાઈને થાકી ગયો છું', એટલે સવારમાં અજાતશત્રુ યુધિષ્ઠિરનો સંદેશો કહીશ' કહીને ઘેર ગયો.[3]

આથી ધૃતરાષ્ટ્રને ફીકર થવાથી ઊંઘ ઉડી ગઈ, અને મહામાત્ય વિદુરને તેણે મળવા બોલાવ્યા[4] આવતાવેંત જ દીર્ઘદર્શી મહાપ્રાજ્ઞ વિદુરે આ વચન કહ્યું અને ઉમેર્યું કે 'તમે પારકું ધન હજમ કરવાની ઇચ્છાથી તો વરિતપ્ત નથી થયાને?'[5] અને પછી સૌમ્ય સુરાજનીતિ અને લોકયાત્રા પ્રબોધતું 'વિદુરનીતિ' નામથી પ્રખ્યાત નીતિશાસ્ત્ર તેમણે કહી સંભળાવ્યુ.

આ સુભાષિતમાં કહ્યા તે સિવાયના પણ કેટલાક માણસોને ઉજાગરા થાય છે, એમ મહાભારતમા કહ્યું છે[6] કૌરવ પરાજયથી અને પિતાના મૃત્યુથી બળતા અશ્વત્થામાએ પાડવોને રાત્રે ઊંઘમાં જ મારી નાંખવાનો વિચાર કૃપાચાર્યને જણાવ્યો. 'અત્યારે આરામ લઈ સવારમાં યુદ્ધ કરીશું' એમ એમણે કહેતા અશ્વત્થામાએ પાડવો તથા પાંચાલો ઉપરનો ક્રોધ દર્શાવીને કહ્યું કે 'રોગીને, ક્રોધાવિષ્ટને, અર્થાત્ ચિંતન કરનારને અને કામનાવાળાને નિદ્રા ક્યાંથી આવે?[7] જુઓ મને આજે એ ચારે પ્રાપ્ત થયાં છે તેમા ય ક્રોધ મારી નિદ્રાનો નાશ કરી નાખે છે.'[8]

આખું મહાભારત વ્યસનો, વ્યસનોમાંથી ઉત્પન્ન થતાં દુઃખો, તથા વ્યસનોનુ પણ જે મૂળ છે એવા નિદ્રા ઉડાડી મૂકનારા ઉપર વર્ણવેલાં કારણોને આમૂલ સમજાવી તેનુ ઉન્મૂલન અનાસક્ત કર્મયોગ દ્વારા કરવા કહેતુ રૂપકાત્મક ઇતિહાસ-કાવ્ય છે. એમા માનવ ચિત્તમા ઊઠતી હીન લાગણીઓના પછડાટો, તુમુલ ઘર્ષણો, તીવ્ર પ્રત્યાઘાતોને સરખા રાખવાની તાલીમ આપતું, વિશાળ સાહિત્ય સંગૃહીત છે.

---

૩. ૫-૩૨-૩૦. ૪ ઉદ્યોગ. અ. ૩૩.

૫ कच्चिन्न परवित्तेषु गृध्यन्विपरितप्यसे ॥ ५-३३-१४

૬. સૌપ્તિક. અ. ૪

૭. आतुरस्य कुतो निद्रा नरस्यामर्षितस्य च ।
अर्थांश्चिन्तयतश्चापि कामयानस्य वा पुनः ॥ १०-४-२१

આ શ્લોક સાથે સરં લોકસાહિત્યનો દૂહો

નીંદર ના'વે ત્રણ જણાં
કહો સખિ ! કિયાં ?
પ્રીતવછોયાં, બહુરણાં,
ખટકે વેર હિયા. 'પરકમ્મા' પૃ. ૬.

૮. ૧૦-૪-૨૨.

## १२

## સુખદુ:ખ

अभ्यासाद्रमते यत्र दुःखान्तं च निगच्छति ॥ ६-४०-३६
(गीता १८-३६) (१२२)

यत्तदग्रे विषमिव परिणामेऽमृतोपमम् ।
तत्सुखं सात्त्विकं प्रोक्तमात्मबुद्धिप्रसादजम् ॥[1] ६-४०-३७
(गीता. १८-३७) (१२३)

सुखमात्यन्तिकं यत्तद्बुद्धिग्राह्यमतीन्द्रियम् ।
वेत्ति यत्र न चैवायं स्थितश्चलति तत्त्वतः ॥ ६-२८-२१
(गीता ६-२१) (१२४)

---

१. (१) सच्चा सुख बाहरसे नहीं मिलता है, अंतरसे हि मिलता है ।
'नित्यमनन' पृ. ૭૨ (તા ૯-૧૨-૪૪)

(૨) ચિત્તપ્રસન્નતા માટે જુઓ 'સયમ' (પ્રક ૧૯) શ્લોક ૧૬૮ થી ૧૭૦; અને ૬-૨૪-૬૫ થી ૬૮ (ગીતા. ૨-૬૫ થી ૬૮)

(૩) સર° સુખ, સયમ અને તૃષ્ણાત્યાગના સબધ માટે જુઓ નીચે 'સયમ' (પ્રક ૧૯) શ્લોક ૧૫૯

(૪) આ સાથે રાજસિક અને તામસિક સુખ કેવુ હોય તે જુઓ.

विषयेन्द्रियसंयोगाद्यत्तदग्रेऽमृतोपमम् ।
परिणामे विषमिव तत्सुखं राजसं स्मृतम् ॥ ६-४०-३८
(ગીતા ૧૮-૩૮)

यदग्रे चानुबन्धे च सुखं मोहनमात्मनः ।
निद्रालस्यप्रमादोत्थं तत्तामसमुदाहृतम् ॥ ६-४०-३९
(ગીતા. ૧૮-૩૯)

ઇંદ્રિયો અને તેના વિષયોના સયોગથી ઉત્પન્ન થતુ—એટલે કે વૈષયિક આધિભૌતિક સુખ—જે પ્રથમ અમૃત જેવુ અને પરિણામે વિષ જેવું હોય છે તે સુખને રાજસ કહેલુ છે. અને જે પ્રથમ તથા પરિણામે આત્માને—બુદ્ધિને મોહમાં નાખે છે, તથા જે નિદ્રા, આળસ, અને (સ્વધર્મ અને કર્મ પાલનના) પ્રમાદમાંથી ઉત્પન્ન થાય છે તે સુખને તામસ કહ્યુ છે.

જેના અભ્યાસથી (પુરુષ) રમણ કરે છે અને જેથી દુખના અન્તને પામે છે.

જે શરૂઆતમા વિષ જેવુ લાગે છે, પરિણામે અમૃત જેવુ હોય છે, જે આત્મજ્ઞાનની (કે પોતાની બુદ્ધિની) પ્રસન્નતામાથી ઉત્પન્ન થયેલુ હોય છે, તે સાત્ત્વિક સુખ કહેવાય છે

જે આત્યતિક સુખ છે, તે બુદ્ધિથી જ ગ્રહણ કરી શકાય તેવુ અને અતીદ્રિય છે, તેને જાણીને એમા સ્થિર થયેલો તત્ત્વથી કદી પણ ચળતો નથી

ગીતાના અઢારમા અધ્યાય 'મોક્ષ સન્યાસયોગ'મા ત્રિવિધ સુખો વર્ણવતા ભગવાને (૧) આત્મનિષ્ઠ બુદ્ધિ અથવા (૨) પોતાની બુદ્ધિની પ્રસન્નતામાથી ઉત્પન્ન થતા સુખને સાત્વિક અને ઉચ્ચ કક્ષાનુ સુખ કહ્યુ એ દોઢ શ્લોક તથા છઠ્ઠા અધ્યાય 'ધ્યાનયોગ'મા સાચુ સુખ શુ છે એ વર્ણવતા શ્લોકો પૈકી પહેલો શ્લોક ઉપર ઉદ્ધૃત કર્યો છે 'ધ્યાનયોગ'મા સાચા સુખની વ્યાખ્યાને આગળ લબાવતા કહ્યુ છે, 'વળી જે પામ્યા પછી બીજા કોઈ લાભને એ (સાધક) અધિક માનતો નથી અને જેને વિષે સ્થિર થયેલાને મહાદુખથી પણ ડગાવી શકાતો નથી તે દુખના સ્પર્શ રહિત-દુખવિયોગ સ્થિતિને 'યોગ નામની સ્થિતિ જાણવી એ યોગને દઢતાપૂર્વક અને કટાળ્યા વિના આચરવો'[૨] અને પછી '(આમ યોગ સાધીને) પ્રશાતચિત્ત વિકાર શમાવેલો અને બ્રહ્મભૂત થયેલો નિષ્પાપ યોગી અવશ્ય ઉત્તમ સુખને પામે છે'[૩] આની રીતે સાચુ અને સર્વોત્તમ સુખ આત્મનિષ્ઠાવાળી બુદ્ધિની પ્રસનતામાથી જ ઊપજે છે એમ આદર્શ સુખ તથા તેને પામવાનો આદર્શ રસ્તો વ્યાસ ભગવાને બતાવ્યો પણ જ્યા સુધી ત્રિગુણાત્મક પ્રકૃતિથી બધાયેલો દેહ ઇદ્રિયો અને મન વળગેલા છે ત્યા સુધી સાત્વિક, રાજસિક અને તામસિક ત્રણે ગુણોવાળી પ્રવૃત્તિ અવશ્ય કરવી જ પડવાની એવે વખતે

---

૨ (अ) य लब्ध्वा चापरं लाभ मन्यते नाधिकं तत ।
यस्मिन्स्थितो न दु खेन गुरुणापि विचाल्यते ॥ ६-२८-२२
(गीता ६-२२)
(ब) ६-२८-२३ (ગીતા ६-२३)

3 प्रशान्तमनस ह्यन योगिन सुखमुत्तमम् ।
उपैति शान्तरजस ब्रह्मभूतमकल्मषम् ॥ ६-२८-२७
(ગીતા ६-२७)

સુખના સર્વોચ્ચ શિખર ઉપર આરોહણ કરવાની ઉત્કટતાથી કે લાલચથી આમાંઈને અવિવેકથી સુખ અને દુ ખમા વિપર્યાસ બુદ્ધિ થાય તો, એવી વ્યક્તિ કે સમાજનુ (તત્કાલીન) પતન થવાનુ[૪] પછી ઉત્થાન તો થાય, પણ એ ગાળામા વૃથા કાળવ્યય, શ્રમવ્યય અને દુ ખ થવાના એવુ ન થાય એ માટે લોકકલ્યાણ અને જીવનયાત્રા બન્નેનો પોતાના સામર્થ્ય અનુસાર-ઓછો કે વત્તો નહિ, કારણ બન્નેથી કુપરિણામ આવે છે-વિચાર કરી નિ'કામ ભાવે આચરણ કરનાર, સુખદુઃખનુ રહસ્ય જોતો થાય છે, એમાની વિપર્યાસ દૃષ્ટિ સ્વચ્છ થતી જાય છે, પરિણામે સાચુ સુખ પ્રાપ્ત થાય છે

**न नूनं परदुःखेन कश्चिन्म्रियति संजय ।**
**यत्र द्रोणमहं श्रुत्वा हतं जीवामि न म्रिये ॥**[१] ७-८-९ (१२५)

હે સ જય ! ખરેખર કોઈ પણ પારકાના દુ ખથી મરી જતુ નથી, કારણ કે દ્રોણને હણાયેલા સાભળ્યા છતા હુ જીવુ છુ, મરી જતો નથી

ભારતયુદ્ધના દસમા દિવસે અજિત ભીષ્મ અને પદરમા દિવસે એવા જ અજિત દ્રોણનુ મૃત્યુ સાભળતા, શોકથી મૂર્ઝાઈ જઈને ધૃતરાષ્ટ્રે શોકોદ્ગાર કાઢતા લાગણીઓની તદ્દન વાસ્તવિક ગતિ બતાવતુ સુભાષિત કહ્યુ ધૃતરાષ્ટ્રે પોતાના હૃદયને 'અશ્મસાર-પથ્થરના જેવુ સુદૃઢ કારણ કે આવા દુ ખદાયક

---

૪ (૧) કાયમી પતન ન થઈ શકે, કારણ મૂળમા કલ્યાણનિષ્ઠા રહેલી છે
સર૦ पार्थ नैवेह नामुत्र विनाशस्तस्य विद्यते ।
न हि कल्याणकृत्कश्चिद्दुर्गतिं तात गच्छति ॥ ६-२८-४०
(ગીતા ૬-૪૦)

(૨) ભારતના આવા ઉત્તમ આધ્યાત્મિક તત્ત્વજ્ઞાન તથા એની સાથે જ જોડાઈને રહેલો કર્મયોગ, બુદ્ધિયોગ અને સમત્વયોગનો વારસો છતા એનો વિનિયોગ કરવાના સામાન્ય પ્રજાના, એ પ્રજામાથી જન્મેલા દ્વિતીય કક્ષાના નેતાઓ, સંતો, આચાર્યો અને ભક્તોના પૂરા સામર્થ્યના અભાવે, ભારત સૈકાઓથી વિદેશી આક્રમણ, દુ ખ દારિદ્ર, વિખવાદથી દલિત થતુ આવ્યુ છે, અને થઈ રહ્યુ છે પ્રસંગોપાત્ત ગીતાના ઉપરની ઉક્તિને અનુસરીને એ જ સામાન્ય પ્રજામાથી આ જ્ઞાન-યોગનો વિનિયોગ કરનારી બુદ્ધ, મહાવીર, શ કરાચાર્ય અને ગાધીજી જેવી ઐતિહાસિક તથા શ્રીરામ, શ્રીકૃષ્ણ અર્જુન, વ્યાસ, શુકદેવ, જડભરત જેવી અર્ધ ઐતિહાસિક-પૌરાણિક, પણ સાત્વિક ઐતિહાસિક પાત્રો જેમાથી સર્જાય છે એવી અદ્ભુત વ્યક્તિઓ જન્મી

૧ સર૦ भीष्मद्रोणौ हतौ श्रुत्वा किं नु जीवामि संजय ॥ ७-१०-४५

સમાચાર સાંભળ્યા છતાં એના સેંકડો ટૂકડા થઈ જતા નથી,' એમ કહ્યું.[૨] સાચી વાત છે. પારકા દુઃખથી કોણ મરે છે? ધૃતરાષ્ટ્રને તો ભીષ્મ-દ્રોણ જેવાની મદદથી યુધિષ્ઠિરની ઝળકતી રાજ્યલક્ષ્મી પડાવી લેવી હતી. એ મદાર તૂટી પડ્યો એનું દુઃખ હતું. હજુ છોકરા તો લડવા તૈયાર હતા, કર્ણ અને શલ્ય હતા, ગણનાપાત્ર સૈન્ય હતું છતાં એ અપરાજેય મહારથીઓ પડ્યા તેથી એ રાજ્યલક્ષ્મીની આશા ધૂળમાં મળવા જેવી હાલત થઈ એમ લાગ્યું એનું દુઃખ હતુ; દ્રોણપતનનું નહિ! છતાં દ્રોણ ઉપર એમની વિદ્યા અને શક્તિને લીધે પ્રેમ તો હતો જ, એટલે દ્વિધામાં કૂટાતા ધૃતરાષ્ટ્રે રજસ્ તમસ્‌થી ઘેરાયેલાઓના મુખમાંથી જે ઉદ્‌ગાર નીકળે તે ઉદ્‌ગાર કાઢ્યો. વળી આગળ ચાલતાં આત્મનિરીક્ષણ કર્યું. શ્રીકૃષ્ણને લોકના ગુરુ અને લોકના સનાતન નાથ અને દિવ્યરૂપે ઓળખ્યા, પોતાના ચિત્તને સ્થિર કરવા ભક્તિપૂર્વક એમનાં કર્મોનુ કીર્તન કર્યું[૩] ભગવાનનાં ઉત્તમ ચરિત્રોનુ, જુલ્મી રાજાઓને તેમણે જીતી લીધા તેનુ, અને કૌરવસભામાં કરેલી આશ્ચર્યજનક વિષ્ટિનું કીર્તન કર્યું.[૪]

---

૨. (૧) ૭-૮-૧૦; સર૰ કર્ણવધ પછીના (૮-૫-૨૪, ૩૪) તથા શલ્યવધ અને દુર્યોધન પતન પછીના (૯-૨-૪) ધૃતરાષ્ટ્રના ઉદ્‌ગાર. એમાં એમણે પોતાના હ્રદયને 'વજ્રસારમય' કે 'વજ્રદૃઢતર' કહ્યુ છે; ભીષ્મપતન પછીના (૬-૧૫-૫૩) અને દુર્યોધન સહિત સોયે પુત્રો માર્યા ગયા ત્યાર પછીના (૧૦-૧-૧૦) ઉદ્‌ગારોમા પોતાના હ્રદયને 'અદ્રિસારમય' કહ્યું છે.

(૨) સર૰ અભિમન્યુના વધ પછી વિલાપ કરતાં અર્જુને પોતાનું હ્રદય ચીરાઈ જતુ નથી માટે તેને એ વખત 'વજ્રસારમય' કહ્યુ છે. (૭-૫૦-૪૯; ૫૦-૫૪).

(૩) હ્રદયને 'અશ્મસારમય' કે 'વજ્રસારમય'ની ઉપમા આપવી તે એક લોકકહેવતનો જ પ્રયોગ છે. જુઓ નીચે 'સંયમ' (પ્રક. ૧૯) શ્લોક ૧૭૯, પા. નો. ૯.

(૪) સર૰ सुखाद्विहीनं बहुदुःखपूर्णं इदं तु नूनं हृदयं स्थिरं मे ।
विदीर्यते यन्न सहस्रधाद्य वज्राहतं शृंगमिवाचलस्य ॥
(વા૰ રા. સુંદરકાંડ ૨૮-૪)

સીતા પોતાના માટે આ શ્લોક બોલે છે. (સર૰ વા. રા. સુંદર કાંડ ૨૬-૬).

૩. ૭-૯-૭૨, ૭૩,

૪. દ્રોણ અ. ૧૦. આ અધ્યાયમાં કૃષ્ણના પૌરાણિક અને અતિમાનુષ કર્મોનુ ભક્તિભાવવાળું કીર્તન છે. આસુરી ચક્રમાં ફસાયેલા બાળક આત્માની મનઃસ્થિતિનુ પણ તેમાં વર્ણન છે.

વળી ધૃતરાષ્ટ્રે કહ્યું, 'જેનો યન્તા–સારથિ હૃષીકેશ છે, જેનો અર્જુન યોદ્ધો છે એવા રથની સામે યુદ્ધમાં પ્રતિપક્ષીઓનો કયો રથ ટકી શકે?[5]... અર્જુનમાં નિત્ય વિજય અને કૃષ્ણમાં શાશ્વત કીર્તિ છે. મોહિત અને મૃત્યુપાશમાં સપડાયેલો દુર્યોધન આ જાણતો નથી. વળી એ પ્રાચીન દેવો નરનારાયણ જે એક જ આત્મારૂપ છે એ મનુષ્યલોકમાં બે રૂપે થયા છે, અને ધારે તો મનથી જ આપણી સેનાનો નાશ કરે એમ છે, પણ મનુષ્યરૂપમાં હોઈ એવું ઇચ્છતા નથી: એવા કૃષ્ણ–અર્જુનને દુર્યોધન જાણતો નથી... બ્રહ્મચર્ય, વેદાધ્યયન, (કર્મકાંડી) ક્રિયાઓ કે શસ્ત્રોથી કોઈ મૃત્યુનું વારણ નથી કરી શકતું. (એ ભીષ્મ દ્રોણના મૃત્યુથી સમજાય છે). પૂર્વે યુધિષ્ઠિરની જે રાજ્યલક્ષ્મીની અમે ઈર્ષ્યા કરતા હતા તેને ભીષ્મ અને દ્રોણના વધથી ત્યાં જ રહેવાની (જાણે કે) અમે અનુમતિ આપીએ છીએ! ખરેખર મારા વશથી કૌરવોનો આ નાશ થઈ રહ્યો છે. મનુષ્યો પ્રત્યે અધર્મ નહિ આચરનાર (યુધિષ્ઠિરમાં) સ્વાભાવિક રીતે જ ધર્મે આશ્રય કર્યો છે તેથી ક્રૂર કાળે સર્વ વિનાશ કરવા માંડ્યો છે.[6] મનસ્વી પુરુષ મનમાં ધારે છે કંઈ અને થાય છે કંઈ, એ દૈવને લીધે જ બને છે એમ હું માનું છું તેથી અમારા ઉપર આ અપરિહાર્ય દુઃખ આવી પડ્યું છે. હવે હે સંજય! તું યુદ્ધનો હેવાલ કહેવા માંડ.[7] એમ શોક કરતા ધૃતરાષ્ટ્રનું માનસ ચિત્રણ કરીને કવિએ (૧) ભૌતિક હાર ખાતા ઈર્ષ્યાળુ, જિતે ત્યારે પુરુષાર્થની અને હારે ત્યારે દૈવની ગતિ વર્ણવતા ચિત્તની ડામાડોળ સ્થિતિનું અને સ્થૈર્ય માટે ભગવાનનું શરણ લેતા મનુષ્યનું તથા (૨) ચિત્તરૂપી કુરુક્ષેત્રમાં હાર ખાતી રાજસ–તામસ વૃત્તિઓ નિરીક્ષણ કરીને નર અને નારાયણ, આત્મા અને પરમેશ્વર બન્નેને (કંઈક) ઓળખે છે, એમની કિંચિત્ ઝલક નીહાળે છે, પોતાનો નિશ્ચિત નાશ પારખે છે, અને (છતાં દુઃખ, શોક, ઈર્ષ્યા, લોભને લીધે) આખર સુધી લડી લેવા તૈયાર થાય છે તેનું; અને (૩) પારકા દુઃખથી કોઈ મરતું નથી, કારણ કે સ્વાર્થી પોતાના સ્વાર્થ તરફ જોતો હોઈ એનું દુઃખ પોતાના સ્વાર્થનાશનું હોય છે. તત્ત્વદર્શી લોકગતિને પારખતો હોઈ એને દુઃખ નથી

---

૫. यस्य यन्ता हृषीकेशो योद्धा यस्य धनंजयः ।
रथस्य तस्य कः संख्ये प्रत्यनीको भवेद्रथः ॥ ૭–૪૭–૩૬
સર. ૬–૪૦–૭૮ (ગીતા. ૧૮–૭૮)

૬. प्रायः प्रकृतितो धर्मो नाधर्मो मानवान्प्रति ।
क्रूरः सर्वविनाशाय कालः समतिवर्तते ॥ ૭–૧૦–૪૯

૭. ૭–૧૦–૩૮ થી ૫૧.

વ્યગ્ર થઈને સ્મશાનવૈરાગ્ય આવવાનો અનુભવ પણ સાર્વત્રિક છે.

પણ સંજયના પાત્રરૂપે વેદવ્યાસ ધૃતરાષ્ટ્રને જવાબ આપે છે કે, 'હે રાજા! તમે મધ્યસ્થ છતાં પુત્રો પ્રત્યે પક્ષપાત કર્યો.[૭] તમે રાજ્યની લાલસામાં એવા લુબ્ધ થઈ ગયા કે પોતાનો કોઈ જનનો સ્વાર્થ સાધી શક્યા નહિ તમે ભીષ્મ, ગાંધારી અને વિદુરનાં હિતવચનોને ગણકાર્યાં નહિ. તમે દુઃશાસન, દુરાત્મા રાધેય, શકુનિ, ચિત્રસેન અને શલ્ય જેવા દુષ્ટ મંત્રીઓની સલાહ માની, એ બધાંનું આ ફળ છે માણસે એવી રીતે વર્તવું જોઈએ કે ભવિષ્યમાં પસ્તાવું પડે નહિ. તો હવે મોહવશ થશો નહિ. હવે શોક કરવાનો કંઈ અર્થ નથી. શોક કરવાથી અર્થ, સુખ, શ્રી કે મોક્ષ કંઈ મળતુ નથી. કોઈ માણસ પહેલાં અગ્નિ સળગાવી પછી કપડાથી ઢાંકે અને તેથી દાઝે તો પશ્ચાત્તાપ કરે એ કંઈ પંડિત કહેવાતો નથી. તમારાં પુત્રોએ પણ પાંડવોરૂપી અગ્નિને દુઃખદાયક વાક્યોરૂપી પવનથી ધખાવી તેમાં લોભરૂપી ઘી હોમી પ્રજ્વલિત કર્યો, અને પછી પતંગિયાંની જેમ તેમાં ઝંપલાવીને કેશવરૂપી અગ્નિજ્વાળાથી બળી મૂઆ તેનો શોક કરવો યોગ્ય નથી. માટે ધૈર્ય રાખો અને બુદ્ધિથી મન્યુનો નાશ કરો.'

વેદવ્યાસ તમઃપ્રધાન લોકોને, અધર્મને ધર્મ જોતા અને ધર્મને અધર્મ જોતા લોકોને,[૮] આ વિચારથી પ્રમાદનિદ્રા ત્યાગવાનું રાગ, દ્વેષ, લોભથી વ્યક્ત થતા મન્યુને છોડી ત્રાજવાથી સરખેસરખું તોળનારની જેમ સમભાવી થવાનુ, અને આ મિથ્યાજગત્ જેની ઓથે છે, જેના વડે ભાસિત થાય છે એ ભગવાનના પરમ પ્રકાશિત શોકવિહીન આનંદકારી રૂપને જોઈને તેમાં ભળી જવાની ઇચ્છા કરવા કહે છે

**ऊर्ध्वबाहुर्विरौम्येष न च कश्चिच्छृणोति मे ।**
**धर्मादर्थश्च कामश्च स किमर्थं न सेव्यते ॥**[१]

૧૮ ૫-૪૯ (૧૯૩)

---

૭. ૧૧-૧-૨૧ થી

૮. સર૦ अधर्मं धर्ममिति या मन्यते तमसावृता ।
सर्वार्थान्विपरीतांश्च बुद्धिः सा पार्थ तामसी ॥
૬-૪૦-૩૨ (ગીતા. ૧૮-૩૨)

અંધકારથી ઘેરાયેલી જે બુદ્ધિ, અધર્મને ધર્મ માને છે બધી વસ્તુને અવળી જ જુએ છે તે હે પાર્થ ! તામસી છે.

૧. (૧) સર૦ બૃ ઉ માં બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્રની ઉત્પત્તિ થયા પછી પણ બ્રહ્મ બરાબર કાર્ય કરી શક્યુ નહિ ત્યારે ધર્મને

આ હું હાથ ઊંચા કરીને પોકાર કરું છું કે 'ધર્મથી અર્થ ી કામ પ્રાપ્ત થાય છે તો (હે લોકો!) તમે એ ધર્મનું કેમ ન કરતા નથી?' પણ મારું કોઈ સાંભળતું નથી.

આ શ્લોક રાજસિક મનોવૃત્તિવાળાઓને અનુલક્ષીને છે માણસ રમાંથી બહાર નીકળે છે, પ્રકાશ જુએ છે. અંધકારથી ટેવાયેલી આંખો નય છે, અયથાવત્ જુએ છે[૨] એની સામે નિરવધિ સમય છે હર્ષ અને

ન કર્યો એ કહેની કડિકા. 'જ્યારે એ કામ કરી શક્યું નહિ ત્યારે ! શ્રેયરૂપ ધર્મને સર્જ્યો. આ જે ધર્મ છે તે ક્ષત્રિયનો પણ નિયન્તા છે ને ધર્મથી ઉત્કૃષ્ટ કશું નથી તેથી જેમ રાજાની સહાયથી (પ્રબળ શત્રુને વાની શક્તિ આવે છે) એમ ધર્મથી (શારીરિક) નિર્બળ મનુષ્ય પણ ાનને જીતવાની ઇચ્છા કરે છે. એ જે ધર્મ છે તે નિશ્ચય સત્ય છે. ને સત્ય બોલનારાને કહે છે કે 'આ ધર્મમય વચન બોલે છે' તથા મય વચન બોલનારાને કહે છે કે 'આ સત્ય બોલે છે,' કારણ કે એ ધર્મ જ છે.' અર્થાત્ ધર્મબળ એ સર્વથી શ્રેષ્ઠ બળ છે.

स नैव व्यभवत्तच्छ्रेयोरूपमत्यसृजत धर्मं तदेतत्क्षत्रस्य क्षत्रं यद्धर्मस्तस्मा- त्पिर नास्त्यथो अबलीयान्बलीयांसमाशंसते धर्मेण यथा राज्ञैवं यो वै स धर्मः ा वै तत्तस्मात्सत्यं वदन्तमाहुर्धर्मं वदतीति धर्मं वा वदन्तं सत्यं वदतीत्येतद्ध्य- ुभयं भवति ॥ બૃ ઉ ૧–૪–૧૪

(૨) સર૦ त्रिवर्गसंसाधनमन्तरेण पशोरिवायुर्विफलं नरस्य ।
तत्रापि धर्मं प्रवरं वदन्ति न तं विना यद् भवतोऽर्थकामौ ॥
'सिन्दूर प्रकर' ३ ॥

ત્રિવર્ગ–ધર્મ, અર્થ અને કામ–ની સાધના વિના મનુષ્યનું આયુષ્ય ુની જેમ ફોકટ ગણાય છે એ (ત્રિવર્ગ) માં પણ ધર્મ સર્વશ્રેષ્ઠ કહેવાય (કારણ) તેના વિના અર્થ અને કામ સિદ્ધ થતા નથી

(૩) સર૦ चलचित्तमनात्मानमिन्द्रियाणां वशानुगम् ।
अर्थाः समतिवर्तन्ते हंसाः शुष्कं सरो यथा ॥ ૫–૩૬–૩૮

હંસો જેમ સુકાઈ ગયેલા સરોવરને છોડી જાય છે એમ અર્થો ચંચળ- ત્તવાળા અવિવેકી અને ઇંદ્રિયોના દાસ થયેલાને ત્યજી જાય છે

(૪) સર૦ અહિર્બુધ્ન્ય સંહિતા ૧૩–૩૪ થી ૩૬.

૨ સર૦ यया धर्ममधर्मं च कार्यं चाकार्यमेव च ।
अयथावत्प्रजानाति बुद्धिः सा पार्थ राजसी ॥
૬–૪૦–૩૧ (ગીતા ૧૮–૩૧)

શોકથી કંઈ સરતું નથી એવો વિચાર છે. પોતાના એકનાજ, અને જેને પોતાનાં માન્યાં હોય તેમનાંજ સુખનો ખ્યાલ છે પણ અવિવેકને લીધે એને પરિણામે ચાલુ થનારા દુઃખ, દર્દ, અને તૃષ્ણાની આગના વિષચક્રનો સાચો ખ્યાલ નથી. એમને અનુલક્ષીને સમભાવી ઋષિનું આ કટાક્ષયુક્ત માર્મિક વચન છે. આ મહર્ષિનો સંદેશો કોઈ સાંભળતું નહોતું એમ તો હતું જ નહિ. પણ અંગત સુખસગવડો અને સમૃદ્ધિની વાંસે લાગેલા, સંકુચિત ભાવનાને મૌલિક બુદ્ધિ અને હોંશિયારી સમાજનારા, પરિણામે ભૂલપરંપરા સર્જી અસંતોષની આગમાં જલનારા અને હિતવચન નહિ સાંભળનારા રાજસિકોને ઉદ્દેશીને વેદવ્યાસ કહે છે કે, 'ભલે, તમારે સુખ જોઈએ છે ને? સમૃદ્ધિ જોઈએ છે ને? તો એને માટે પણ તમારે ધર્મનું જ અનુષ્ઠાન કરવું પડશે.' એ ધર્મ એટલે સાર્વત્રિક સમભાવ, પ્રેમભાવ અને કર્મફળમાં અનાસક્તિ, પણ એમનાં આ વચન રજો-મલિન બુદ્ધિવાળાઓ સાંભળતા નહિ–સાંભળી શકતા નહિ ધૃતરાષ્ટ્ર, દુર્યોધન અને એની મંડળીના મિષે વેદવ્યાસે વિશ્વનાં રજસ્થી ધૂંધળી બુદ્ધિવાળા તમામ જનોને શું કરવાથી સાચું સુખ અને સાધનસંપત્તિ મળે છે તે રજસ્તા આવરણો ભેદીને પણ કાને પડે એ ભાષામા અને એ રીતે બુલંદ અવાજે અનુકંપાપૂર્વક કહ્યું છે.

આ સ્થળે જ્ઞાની અને નિર્ભય સૉક્રેટીસે એથેન્સના ન્યાયાલયમાં કરેલા પ્રખ્યાત અને માનવજાતના ઇતિહાસમાં સદાને માટે સુવર્ણાક્ષરે અંકિત થયેલા અમર પ્રવચનની કંડિકા સરખાવવા જેવી છે. વિશ્વના સૌથી વધુ શાણા અને જ્ઞાની માણસો પૈકી બેનો મત તદ્દન નિરાળા દેશકાળમા સ્વતંત્ર રીતે એકબીજાને મળતો છે એ સ્પષ્ટ હોવા સાથે સૂચક છે. મૃત્યુને જીવનના એક બનાવ–કદાચ સૌથી વધુ ફાયદાકારક બનાવ–તરીકે સ્વીકારી લેતાં એ સત્યવીરે પોતાની જીવનનિષ્ઠા વર્ણવી અદાલતના દંડની ઉપેક્ષા કરતાં અને અદાલતને ઉપદેશ આપતાં આ યાદગાર વચનો ઉચ્ચાર્યાં.[3]

---

જે બુદ્ધિ ધર્મ અને અધર્મને તથા કાર્ય અને અકાર્યને અયથાવત્–જેવાં હોય તેવાં નહિ,–જુએ છે, એટલે કે વિવેક ખોટી રીતે કરે છે, તે બુદ્ધિ હે પાર્થ! રાજસી છે.

૩. I tell you that virtue is not given by money, but that from virtue comes money and every other good of man, public as well as private. This is my teaching, and if this is the doctrine which corrupts the youth, I am a mischievous person. But if anyone says

'હું તમને કહું છું કે સદ્‌ગુણ (સત્ ધર્મ) એ ધનમાંથી પેદા નહિ થાય, પણ સદ્‌ગુણમાંથી ધન અને બધી માનવ સગવડો જન્મે છે. વ્યક્તિ અને સમષ્ટિ માટે આ નિયમ છે. આ મારો ઉપદેશ છે. અને જો આ સિદ્ધાંત યુવાનોને બગાડતો હોય તો હું દુષ્ટ માણસ છું. પણ જો કોઈ એમ કહે કે ઉપર કહ્યો તે મારો ઉપદેશ નથી તો એ મિથ્યાભાષી છે. એટલા માટે ઓ એથેન્સવાસીઓ! હું તમને કહું છું કે તમે એનીટસ કહે એમ કરો કે એનીટસ કહે એમ ન કરો, તમે મને છોડી મૂકો, યા ન છોડી મૂકો તમે ગમે તે કરો પણ ખ્યાલમાં રાખો કે, મારે કદાચ ઘણીવાર મરવું પડશે તો પણ હું મારાં સત્કૃત્યો કદી છોડવાનો નથી.' અને સોક્રેટીસ, જેને પરમાત્માની આજ્ઞા તોડવી એ ખરાબ છે એ ખબર હતી ત્યારે મૃત્યુ એ ખરાબ છે કે સારું છે એ ચોક્કસ ખબર નહોતી, પણ કાંતો સારું હતું અથવા ઘણું જ સારું હતું એવી એની ધારણા હતી, એણે ગાંધીજીના શબ્દોમાં 'વિષનો પ્યાલો શરબતની જેમ રંગથી પી સુખે સુવાનું પસંદ કર્યું.'૪

સોક્રેટીસથી જુદી રીતે યુ. એસ. એ.ના માનવતાથી ભરપૂર હૃદયવાળા સહુથી વધુ ખ્યાતનામ સર્જનો–મેયો બ્રધર્સ, વિલિયમ મેયો અને ચાર્લ્સ મેયોનું વીસમીસદીનું સ્વાનુભવપૂર્ણ ઉદાહરણ વ્યાસમુનિના સંદેશાનું શુદ્ધ ભૌતિક દૃષ્ટિએ આબેહૂબ સમર્થન કરે છે. 'દુનિયાભરના દાક્તરો આ

---

that this is not my teaching, he is speaking an untruth. Wherefore 6 men of Athens, I say to you, do as Anytus bids or not as Anytus bids, and either acquit me or not, but whichever you do understand that I shall never alter my ways, not even if I have to die many times.' (*Socretis before court, from 'Dialogues of Plato' Vol. II by B Jowett P. 123*)

આ કંડિકામાં ઉલ્લેખાયેલ એનીટસ, સોક્રેટીસ ઉપર આરોપ મૂકનારી ત્રિપુટી પૈકીનો એક હતો. તે એથેન્સની પુનઃસ્થાપિત લોકશાહીનો આગેવાન રાજ્યપ્રકરણી પુરુષ હતો. બીજા બે કવિ મેલીટસ અને વક્તૃત્વવિશારદ (Rhetoricion) લાઈકોસ હતા.

૪. '...પોતાને (સોક્રેટીસને) જે વ્યાખ્યાન કરવાનું હતું તેનું છેલ્લું વાક્ય બોલીને, જેમ આપણે શરબતનો પ્યાલો રંગથી પીશું તેમ, તેણે ઝેરનો પ્યાલો રંગથી પીધો.' ('એક સત્યવીરની કથા અથવા સોક્રેટીસનો બચાવ'—ગાંધીજી, પૃ ૪, સને ૧૯૪૮)

સર્જનોના ચરણે બેસી અભ્યાસ કરવા આવે છે. અને મોટાભાગના મરણોન્મુખ એવા વાર્ષિક ૬૦,૦૦૦ દર્દીઓ એમના રોચેસ્ટર (Rochester) ના કલીનીકની જાણે યાત્રા કરતા હોય એ ભાવે મુલાકાત લે છે. ઇતિહાસમાં જેમના જેટલી સ્વચ્છ અને ઝડપી સર્જરી કોઈ નથી કરી શક્યું એવા, અને જેઓ એકબીજાને પોતાનાથી વધુ મહાન પુરુષ ગણે છે એવા આ બે ભાઈઓ દરરોજ સવારે સાત વાગે ઇસ્પીતાલમાં આવે છે અને ચાર કલાક સુધી સતત ઓપરેશનો કરે છે. વર્ષોથી આવી રીતે દરરોજનાં ૧૫ થી ૩૦ ઓપરેશન કરવાનો તેમનો કાર્યક્રમ ચાલુ છે. અને છતા નવુ શીખવાનો અને હજુય પોતાની કાર્યપદ્ધતિ સુધારવાનો તેમનો પ્રયત્ન પણ અવિરતપણે ચાલુ છે-તેઓ તેમને હજુ ઘણુ શીખવાનું બાકી છે, તેનો એકરાર કરે છે. એમના કલીનીકમાં અકિંચનો, એન્કોના ચેરમેનો, ખેડૂતો અને ફિલ્મસ્ટારો બધાને વેઈટીંગ રૂમમાંથી તેમના વારાપ્રમાણે બોલાવીને એકસરખા સારવાર અપાય છે. પૈસાદારે તેની સંપત્તિ પ્રમાણે આપવાનુ હોય છે, પણ કોઈનેય તે ફી નથી આપી શકતો માટે હજુ સુધી કદી પાછો કાઢવામા આવ્યો નથી.

'મેયો બ્રધર્સ પોતાની આવકના એક તૃતીયાશનુ દાન કરે છે. બીલ વસૂલ કરવા કદી દાવો કરતા નથી ઉઘરાણીની નોંધ કરતા નથી. અને કોઈને કદી પણ પોતાનુ બીલ ભરવા માટે ઘરને ગીરો મૂકવાની રજા આપતા નથી જે માણસ પોતાના ગજા પ્રમાણે જે સમયે જે કંઈ રોકડું આપે તે તેઓ લે છે, અને ઓપરેશન કર્યા પહેલાં તેઓ કોઈનેય તેના બીલ ભરવાના ગજા વિષે પૂછતા નથી

'એક માણસે પોતાની જીંદગી બચાવવા બદલ, પોતાનુ ફાર્મ ગીરો મૂકીને તેમને પૈસા આપ્યા હતા. આ બીનાની ખબર પડતા મેયો બ્રધર્સે તેનો ચેક તો પાછો બીડયો અને વધારામાં માંદગી દરમ્યાન તેને પડેલી નુકશાનીના વળતર પેટે પોતાના તરફથી બીજો ચેક મોકલ્યો હતો.

'જેમણે પૈસા પેદા કરવાની કદી તમા નથી કરી છતાં જેમને ત્યાં સોનાની નદી વહી રહી છે એવા એક નાના શહેરના બે યુવાનોનો આ કીર્તિમંત દાખલો છે.

'*એમણે કીર્તિની કદીયે ખેવના કરી નથી, છતાં આજે તેઓ યુ. એસ.* એ. ના સૌથી વધુ નામાંકિત સર્જનો છે.

'યાતના વેઠતી માનવતાને મદદ કરવી એ તેમની એક જ ખ્વાહીશ છે. તેમના પ્રતીક્ષાખંડ-વેઈટીંગરૂમમાંના ટેબલ ઉપર એક મરેથી તકતી મૂકવામાં આવી છે, જે એમની સફળતાની પાછળ રહેલા અવિનાશી સત્યને સમજાવે

છે[૫] 'વિશ્વને જેની જરૂર છે એવું કંઈક ધારણ કરો, અને પછી તમે અરણ્યમાં રહેતા હશો તો પણ લોકો તમારું આંગણું ઘસી નાખશે'"[૬]

न जातु कामान्न भयान्न लोभा-
धर्मं त्यजेज्जीवितस्यापि हेतोः ।
नित्यो धर्मः सुखदुःखे त्वनित्ये
जीवो नित्यो हेतुरस्य त्वनित्यः ॥[१]

૧૮-૫-૫૦ (૧૯૪)

કામના, ભય, લોભ કે જીવિતના નિમિત્તે પણ કદી ધર્મનો ત્યાગ કરવો નહિ (કારણ) ધર્મ નિત્ય છે અને સુખદુઃખ અનિત્ય છે, જીવ નિત્ય છે અને જીવનું કારણ (સંસાર) અનિત્ય છે

તમસના અથડાવનારા અંધકારમાંથી નીકળેલા, રજસની મલિનતામાંથી સ્વચ્છ થયેલા અને સત્ત્વના પ્રમાણમાં ડગ મૂકતા કલ્યાણમાર્ગના પ્રવાસીને, ભગવાન વ્યાસ આ મંત્રથી ધર્મનું, અનુગમમાત્રનું, અને જીવનનું રહસ્ય કહે છે 'ધર્મથી સુખ મળે છે માટે પાળવો' ઠીક છે પણ ધર્મ તો અવિનાશી છે, 'સુખદુઃખ' વિનાશી છે આ શરીરની પાછળ રહેલો જીવ અમર છે,

---

૫ 'Five minutes Biographics by Dale Carnegie, II ed 1955 (I edition 1954) P 41 to 44 માંથી સાર

૬ 'Have something the world wants and though you dwell in the midst of a forest, it will wear a beaten pathway to your door '

('Five minutes Biographics' P 44)

૧ =દે ૫-૪૦-૧૧ ક્ડ અને ૫-૪૦-૧૨ અ્ય

૫-૪૦-૧૨અમાં नित्यो जीवो धातुरस्य त्वनित्य । એવો પાઠ છે ૫-૪૦-૧૧, ૧૨ એ બે શ્લોકો 'વિદુરનીતિ'ના છે અને શ્લોકોનો અનુવાદ આ પ્રમાણે છે 'હે તાત! હું તને સર્વશ્રેષ્ઠ, પુણ્યફલવાળી મહાવિશિષ્ટ વાત કહું છું કે કામના, ભય, લોભ કે જીવિતના નિમિત્તે પણ કદી ધર્મનો ત્યાગ કરવો નહિ (કારણ) ધર્મ નિત્ય છે અને સુખદુઃખ અનિત્ય છે જીવ નિત્ય છે અને પંચમહાભૂતો (ધાતુ) અનિત્ય છે માટે તું અનિત્યનો ત્યાગ કર, નિત્યમાં સ્થિર થા અને સંતોષ પામ કારણ સંતોષ એ જ મોટો લાભ છે'

પણ સંસાર નાશવંત છે, માટે નિત્યની ઉપાસના કરો. અને તેથી કોઈ પણ 'સુખ'ની કામનાને આધીન થઈને કશાયના ડરથી કોઈનું પડાવી લેવાની વૃત્તિથી અને 'જીવતા' રહી શકાય એ માટે પણ કદી ધર્મનો ત્યાગ કરવો નહિ. 'સુખો' અને 'જીંદગી' એ નષ્ટ થવાનાં જ છે,[૨] એનું રક્ષણ કરવાના આડાઅવળા ઉપાયોથી એ રહેવાના નથી અને જાતજાતના કોયડા ઊભા કરવાના છે, ઊભા થતા કોયડા સ્પષ્ટ દેખી શકાય છે. પણ સાત્વિકતાના પ્રકાશમાં આત્માની–ચૈતન્યની, અને ધર્મની–ધારણ કરનાર નિયમની–અમરતા જોયા પછી એ નિયમને અનુસરીને વર્તવામાં બધા સુખનું અને શાસ્ત્રોનું રહસ્ય સમાયેલું છે

પણ જેઓ હજુ રજસ્ તમસ્‌માં ઓછેવત્તે અંશે સપડાયેલા છે, તેમને માટે કક્ષાભેદે અને તેથી દેશકાળના ભેદે આ ધર્મ જુદો હોઈ શકે. એટલે 'ધર્મ' એક છતા 'સ્વધર્મ' જુદો હોય અને એ સ્વધર્મપાલન વ્યક્તિગત અને સમષ્ટિગત કેવી રીતે થાય, એનું પાલન ન કરવાથી કેવાં દુઃખદાયક અને પાલન કરવાથી કેવાં સુખદાયક પરિણામ આવે, તેનું અનેક ઝીણી–મોટી, એકવિધ વિવિધ અને સંકુલ દૃષ્ટિઓથી, કાવ્યો, દૃષ્ટાંતો, કથાઓ, ઉદ્‌બોધનો, પ્રેરણાઓ, સમન્વયો અને આચારવિચારના અનેક પ્રકારોથી ચર્ચીને મહાભારતનો સાગરસમો અખૂટ રત્નભંડાર જગત સમક્ષ મૂકવામાં આવ્યો છે

વ્યાસે ભગવાન શ્રીકૃષ્ણના મુખે કહેવડાવ્યું છે કે 'અસતની હસ્તી નથી અને સતનો નાશ નથી તત્ત્વદર્શી પુરુષોએ આ બેયનો–સત્ અસતનો–નિર્ણય જોયો છે.'[૩] મ ગાંધીજીએ સ્વ દેશબંધુ દાસને અંજલિ આપતાં તેમના એક પ્રવચનમાં આ શ્લોક ટાંકીને તેના ઉપર એક પ્રભાવશાળી ભાષ્ય કર્યું છે. એમાં સત્–શાશ્વત અને અસત્–નાશવંતની ચર્ચા કરવા સાથે આજનો હિંદુસમાજ, કે જેમાં આત્માનું અમરત્વ દર્શાવતું અમૂલ્ય તત્ત્વજ્ઞાન છે, તે જ સમાજ મૃત્યુથી કેટલો બધો બીએ છે તે સ્પષ્ટ કર્યું છે.[૪] એ લેખમાં ગાંધીજીનો મ ભા. અને તેના કવિ પ્રત્યેનો આદર ભારોભાર દેખાઈ આવે છે.

---

૨. જુઓ ઉપર 'કાળ' (પ્રક. ૧૦) શ્લોક ૧૧૬ પૃ. ૨૫૮.

૩. नासतो विद्यते भावो नाभावो विद्यते सत. ।
उभयोरपि दृष्टोऽन्तस्त्वनयोस्तत्त्वदर्शिभिः ॥

૬–૨૪–૧૬ (ગીતા. ૨–૧૬)

૪. એ શ્લોકમાં બધું રહસ્ય ઠાલવેલું છે. અનેક શ્લોકમાં વારીવારીને કહેલું છે કે શરીર એ 'અસત્' છે. 'અસત્' એટલે 'માયા' નહિ, કદી

આજે નબળા અનુયાયીઓને લીધે 'ધર્મ' વગોવાય છે. તેને લીધે કેટલીયે વખત કાં તો 'ધર્મો વિજ્ઞાન આગળ મોળા પડી ગયા છે,' 'ધર્મ

---

કોઈ પણ રૂપમાં ઉત્પન્ન થયું જ નથી એવું નહિ: પણ તેનો અર્થ ક્ષણિક, નાશવંત પરિવર્તનશીલ, છતાં આપણો આખો જીવનવ્યવહાર એ શરીરને શાશ્વત સમજીને જ લેવામાં આવે છે. આપણે શરીરને પૂજીએ છીએ, શરીરને વળગીએ છીએ—આ બધું હિંદુધર્મની વિરુદ્ધ છે. જો હિંદુધર્મમાં એક વસ્તુ ચોખ્ખી ચાંદરણા જેવી કરેલી હોય તો તે શરીરની અને દૃશ્ય પદાર્થોની અસનના છે. છતાં આપણે મૃત્યુથી ડરીએ છીએ, રોઈએ કૂટીએ છીએ તેટલા ભાગ્યે જ કોઈ ડરતા હશે કે ગેતા હશે. મહાભારતમાં તો રુદનથી મૃત આત્માને સંતાપ થાય છે એમ કહેવામાં આવ્યું છે. અને મૃત્યુને બીવાણુ વસ્તુ ન માનવામાં આવે એ માટે ગીતા લખાઈ છે. માણસનું શરીર પ્રવૃત્તિ કરતાં થાકે છે. અનેક શરીર તો મૃત્યુ થતાં દુઃખમાંથી મુક્ત થાય છે. દેશબંધુનું દિનરાતનું પ્રવૃત્તિમય જીવન જેમ જેમ વધુ વિચારું છું તેમ તેમ ભાસે છે કે તેઓ આજે જીવંત છે. જ્યારે તેમનું શરીર હતું ત્યારે તેઓ પૂરા જીવંત નહોતા. આજે પૂરા જીવંત છે. આપણે તો આપણા સ્વાર્થના લીધે માન્યું કે તેમનું શરીર જ મહત્ત્વની વસ્તુ હતી. જ્યારે ગીતા શીખવે છે—અને નિત્ય નિત્ય મને એ પાઠ સમજાતો જાય છે—કે અશાશ્વત વસ્તુને વિષે કરેલી બધી ચિંતા વ્યર્થ છે, બધો કાળક્ષેપ છે.

અસતનો ભાવ એટલે હસ્તી જ નથી, અને જે સત્ છે તેનો કદી નાશ નથી. શેક્સપિયર કવિએ જ્યારે કહ્યું છે કે માણસે કરેલું શુભ તેની સાથે માટીમાં દટાય છે, અને અશુભ જ જગતની આગળ જીવતુ રહે છે, ત્યારે તેણે ભૂલ કરી હતી. શુભ અને સત જ ચિરજીવ છે. જગત ભલું કરી ગયેલા આત્માઓને જ નિત્ય સંભારે છે. જગત અસતને અને અશુભને સહેલાઈથી ભૂલી જાય છે, શુભને જ સાચવે છે રામચંદ્રજી લો. રામને તો હું અવતાર માનું છું પણ જ્યારે તે શરીરધારી હશે ત્યારે તેમણે એકે દોષ કર્યો ન હોય એમ હું માનતો નથી. પણ આપણે આજે તેને પૂર્ણ માનીએ છીએ. કૃષ્ણને પણ પૂર્ણાવતાર માનીએ છીએ. આજે લાખો કરોડો હિંદુમાં એક પણ માણસ એવો નથી કે રામ કે કૃષ્ણના દોષો કાઢે. એ પણ 'नासतो विद्यते भावो' વાળા શ્લોકનું રહસ્ય પ્રગટ કરે છે—જગતે તેમના શાશ્વત શરીરને જ સંઘરી રાખ્યુ અશાશ્વત—કાંઈ દોષો વગેરે—ની કોઈને ખબર નથી. દેશબંધુનું આપણે અનુકરણ કરવા માગીએ છીએ. શું આપણે તેમના શરીરનું અનુકરણ કરીશું? આપણે તેમના શરીરને થોડા પૂજતા હતા? જો તેમ હોત તો

અજ્ઞીણનું કામ કરે છે' એવા પ્રકારનાં વિધાનો થાય છે અથવા હતાશા, વિરોધ, મજાક કે ઝનૂની વૃત્તિઓ સમય મળ્યે જુદા જુદા સંયોગોમાં છુટ્ટાદોરે પ્રવર્તે છે. પણ જો 'વિજ્ઞાન' (Science) એ ભૌતિકપદાર્થો મારફતે 'સત્ય' શોધવાનુ કાર્ય કરે છે, અને 'ધર્મ' જો વિશ્વને ધારણ કરનારો નિયમ છે, તો એ બન્ને વચ્ચે ક્યાંય વિરોધ હોય એ સંભવિત નથી. તેથી વિજ્ઞાન હંમેશાં 'ધર્મ' સમજવાનું સહાયકારી પ્રબળ શાસ્ત્ર છે એ રીતે લેવાવુ જોઈએ. વિજ્ઞાનના દુરુપયોગથી એચ. બોમ્બ બનાવનારી શોધક બુદ્ધિ પૃથ્વી ઉપરથી ચેતન જીવોને સમૂળગી ઉખાડી શકે છે, પણ જો એ જ શોધકબુદ્ધિ, 'ધર્મ'ના ભાનથી 'ધર્મ'ને વિશેષ સમજવા માટે, પ્રવૃત્તિ કરે તો, ચેતન જીવોને સુખી તથા સમૃદ્ધ કરવામાં મહત્ત્વનો ફાળો આપી શકે. અને સત્યશોધનનું કાર્ય ચઢિયાતું, અવરોધવિહીન અને કલ્યાણપ્રદ થાય.

મહર્ષિ વ્યાસ સર્વરીતે, સર્વકાળમાં, સમજવાના અને સમજીને આચરવાના, ધર્મનુ અને એમ કરતા એ ધર્મનુ રહસ્ય સમજી સત્‌ અસત્‌નો વિવેક જાણી, વીતરાગભયક્રોધ થઈ, સહજપણે વર્તવાનુ આખા મહાભારતમાં કહે છે, તેનું આ શ્લોક આમ કેન્દ્રિત થયેલુ વિચારબીજ છે.

**इमां भारतसावित्रीं प्रातरुत्थाय यः पठेत् ।**
**स भारतफलं प्राप्य परं ब्रह्माधिगच्छति ॥**

**૧૮-૫-૫૧ (૧૯૫)**

જે મનુષ્ય પ્રાતઃકાળમાં ઊઠીને આ ભારતસાવિત્રીનું પઠન કરે છે તે મહાભારત (નો અભ્યાસ કર્યાનું) ફળ મેળવીને (અંતે) પરબ્રહ્મને પામે છે.

---

વહાલામા વહાલા દીકરાએ તેમના શરીરને અગ્નિદાહ દીધો હોત?

× × ×

'તે દિવસે સ્મશાનઘાટ ઉપર થોડેથોડા લોકોને જોઈને, અને તેમના મોં ઉપર શોક ન જોઈને મને ઘડીક વાર તો ચીડ ચડી; મને થયું કે આ લોકોને કશું ભાન કેમ નથી, પ્રસંગનુ ગાંભીર્ય પણ સમજતા નથી. પણ પાછળથી મને સમજાયું કે એ જ સાચા હતા. તેમને સ્વાર્થ નહોતો. તે તો એક ભવ્ય જીવનના સન્માન અર્થે જ આવ્યા હતા, તેઓ તો તેમણે કરેલી સેવાની સાક્ષી પૂરવા અને 'ધન્ય જીવન!' 'ધન્ય જીવન!' એટલું જ કહેવા આવ્યા હતા.' ('ધર્મમંથન'માં 'મૃત્યુનુ રહસ્ય'નો લેખ. પૃ. ૩૫૯ થી ૩૬૧).

આ શ્લોક ભારતસાવિત્રીની ફલશ્રુતિ છે. ફલશ્રુતિ કહીને મહાકવિએ દર્શાવ્યું છે કે, એમણે પોતાનુ કથયિતવ્ય, ભારતસાવિત્રીના ચારે શ્લોકોમાં સક્ષેપમાં પણ સપૂર્ણ રીતે કહ્યુ છે, તેથી એ ચાર શ્લોકોમાં રહેલા વિચારને સતત નજર સમક્ષ રાખી, તેનો વિસ્તાર કર્યે જનાર સર્વશ્રેષ્ઠ સિદ્ધિને પામશે એવો એનો ચોક્ખો અર્થ છે વળી મહાભારતના વક્તાએ જે વિચારને અનુલક્ષીને આ શબ્દોનો હિમાલય ખડો કર્યો છે, તે મૂળ વિચારને પરિપુષ્ટ કરનારા ભાષ્યો, પ્રવચનો, ટીકાઓ કે અર્થવિસ્તારો જ પ્રમાણભૂત છે, બીજા નહિ એવો પણ આ ફલશ્રુતિનો સૂચિતાર્થ છે,

# પરિશિષ્ટ ૧

## અઢાર

ભારતીય સાહિત્યમાં અઢાર–સંખ્યક અંકના ઉપયોગની નીચેની માહિતી રસપ્રદ નીવડશે. (જુઓ 'બ્રહ્મવિદ્યા' પ્રક. ૫, શ્લોક, ૧, ૨, પા. નોં. ૧૭૫, પૃ. ૧૩૧.)

૧. ઈશોપનિષદ્‌ના મન્ત્ર ૧૮ છે.

૨. 'જેમાં નિકૃષ્ટ કર્મ–સકામ કર્મ કહેવામાં આવ્યું છે એવા (૧૬ ઋત્વિક, યજમાન અને યજમાનપત્ની) એ અઢાર યજ્ઞરૂપ–યજ્ઞસાધન નાશવંત છે અને અદૃઢ છે. જે મૂર્ખ મનુષ્યો એને શ્રેય માનીને તેનું અભિનન્દન કરે છે તેઓ ફરીવાર જરા મૃત્યુને પામે છે.'[1]

૩. છાંદોગ્ય ઉપનિષદમાં આત્મવિદ્યાના અધ્યાયમાં, આત્માથી બધું થાય છે એમ વર્ણવતાં પ્રાણાદિ અઢાર વસ્તુઓનો ઉલ્લેખ છે. 'આમ જોનાર વિચારનાર અને જાણનાર (વિદ્વાન)ને આત્માથી પ્રાણ, આશા, સ્મૃતિ, આકાશ, તેજ, જળ, આવિર્ભાવ–તિરોભાવ, અન્ન, બળ, વિજ્ઞાન, ધ્યાન, ચિત્ત, સંકલ્પ, મન, વાણી, નામ, મન્ત્રો અને કર્મો–એમ આ બધુ આત્માથી થાય છે.'[2]

---

૧. प्लवा ह्येते अदृढा यज्ञरूपा
अष्टादशोक्तमवरं येषु कर्म ।
एतच्छ्रेयो येऽभिनन्दंति मूढा
जरामृत्युं ते पुनरेवापि सन्ति ॥ મુણ્ડક ઉ. ૧–૨–૭

प्लवाનો અર્થ શંકરાચાર્યે 'વિનાશી' કર્યો છે. મોનિયેર વિલિયમ્સે એમના કોશમાં આ શ્લોકનો આધાર મૂકીને એ અર્થ સ્વીકારેલો છે. ઉપર આપેલો અનુવાદ શંકરાચાર્યના ભાષ્યાધારે છે.

૨. तस्य ह वा एतस्यैवं पश्यत एवं मन्वानस्यैव विजानत आत्मतः प्राण आत्मत आशाऽऽत्मतः स्मर आत्मत आकाश आत्मतस्तेज आत्मत आप आत्मत आविर्भावतिरोभावावात्मतोऽन्नमात्मतो बलमात्मतो विज्ञानमात्मतो ध्यानमात्मतश्चित्तमात्मतः सङ्कल्प आत्मतो मन आत्मतो वागात्मतो नामाऽऽत्मतो मन्त्रा आत्मतः कर्माण्यात्मत एवेदं सर्वमिति ॥ છાં. ઉ. ૭–૨૬–૧.

૪. મહાભારતનાં મુખ્ય પર્વ ૧૮. આદિ, સભા, આરણ્યક, વિરાટ, ઉદ્યોગ, ભીષ્મ, દ્રોણ, કર્ણ, શલ્ય, સૌપ્તિક, સ્ત્રી, શાન્તિ, અનુશાસન, આશ્વમેધિક, આશ્રમવાસ, મૌસલ, મહાપ્રસ્થાનિક અને સ્વર્ગ.

૫. મહાભારતયુદ્ધ ચાલ્યું ૧૮ દિવસ.

૬. મહાભારતયુદ્ધમાં કૌરવોની ૧૧ અક્ષૌહિણી અને પાંડવોની ૭ અક્ષૌહિણી મળી કુલ ૧૮ અક્ષૌહિણી સેના.[3]

૭. ૧૮ અક્ષૌહિણીના ૧૮ સેનાપતિ. પૈકી કૌરવોના ૧૧. કૃપ, દ્રોણ, શલ્ય, સિન્ધુરાજ જયદ્રથ, કાંબોજ સુદક્ષિણ, કૃતવર્મા, દ્રોણપુત્ર અશ્વત્થામા, ભૂરિશ્રવા, સૌબલ શકુનિ, તથા બાહ્લિક[4]. અને પાંડવોના ૭. દ્રુપદ, વિરાટ, શિનિપુંગવ સાત્યકિ, પાંચાલ્ય ધૃષ્ટદ્યુમ્ન, ધૃષ્ટકેતુ, પાંચાલ્ય શિખંડી અને માગધ સહદેવ. એમ કુલ ૧૮.[5]

૮. ભગવદ્ગીતાના અધ્યાય ૧૮.

૯. ભગવદ્ગીતામાં સ્થિતપ્રજ્ઞલક્ષણ વર્ણવતા શ્લોક ૧૮.[6]

૧૦. દમને-સંયમને દૂષિત કરતા ૧૮ દોષ. પૂરાં કરેલાં અને અધુરાં કામોમાં પ્રતિકૂળતા અનૃત, અભ્યસૂયા, કામ, અર્થ, સ્પૃહા, ક્રોધ, શોક, તૃષ્ણા, લોભ, ચાડી, મત્સર, વિવિત્સા-વધારે પડતુ જાણવાની ઇચ્છા, પરિતાપ, રતિ, અપસ્માર-કર્તવ્ય વિસ્મરણ, અતિવાદ અને આત્મસંભાવના-પોતાનામા મહત્ત્વબુદ્ધિ.[7]

૧૧. રાજનીતિ અનુસાર જાસૂસો દ્વારા શત્રુરાજાના ૧૮ તીર્થો-અધિકારીઓની માહીતિ મેળવવાનુ વિધાન[8]

૧૨. (અ) યુદ્ધ પછી ૧૮ વર્ષે ધૃતરાષ્ટ્રનો દેહાત.[9] (બ) યુદ્ધ પછી

---

૩. ૫-૧૫૨-૨૩.

૪. ૫-૧૫૨-૨૭ થી ૨૯

૫. ૫-૧૫૪-૧૦.

૬. ૬-૨૪-૫૫ થી ૭૨ ( ગીતા. ૨-૫૫ થી ૭૨ )

૭ ૫-૪૩-૧૫ થી ૧૭.

૮. ૨-૫-૨૩; વા. રા. ૨-૧૦૦-૩૭. ૫. નીલકંઠ પ્રમાણે અઢાર તીર્થો આ પ્રમાણે છે: રાજા, પુરોહિત, યુવરાજ, મંત્રી, દ્વારપાળ, અંતર્વેશિક-અંતઃપુરનો રક્ષક, કારાગારાધિકારી, નાણાધિકારી, કાર્યનિયોજક, પ્રદેષ્ટા-ન્યાયાધીશ, નગરાધ્યક્ષ કાર્યનિર્માતા, ધર્માધ્યક્ષ, સભાધ્યક્ષ, દંડપાલ, દુર્ગપાલ, સીમારક્ષક અને અટવીપાલ-જંગલખાતાનો પ્રધાન

૯. ૧૫-૪૦-૨૫

૩૬ વર્ષે એટલે કે ધૃતરાષ્ટ્રના દેહાંત પછી ૧૮ વર્ષે યાદવાસ્થળી.[૧૦]

૧૩. સાવિત્રીના પિતા મદ્રરાજ અશ્વપતિએ સંતાનપ્રાપ્તિ માટે સાવિત્રી મંત્રથી હોમ કરીને ૧૮ વર્ષ સુધી વ્રત કર્યું હતું.[૧૧]

૧૪. સગાં, સંબંધી, મિત્રો વગેરેનો ઘાત કરનારા કુળના અંગારા જેવા પ્રખ્યાત ૧૮ રાજાઓ. અસુરોમાં બલિ, હૈહયોમાં ઉદાવર્ત, નીપોમાં જનમેજય, તાલજંઘોમાં બહુલ, કૃમિઓમાં ઉદ્ધત વસુ, સુવીરોમાં અજબિન્દુ, સુરાષ્ટ્રોમા કુશર્દ્ધિક, બલીહોમાં અર્કજ, ચીનાઓમાં ધૌતમૂલક, વિદેહોમાં હયગ્રીવ, મહૌજસેનમાં વરયુ, સુંદરવેગોમાં બાહુ, દીમાક્ષોમાં પુરુરવા, ચેદિમત્સ્યોમાં સહજ, પ્રચેતાઓમાં બૃહદ્બલ, ચેન્દ્રવત્સોમાં ધારણ, મુકુટોમાં વિગાહન, અને નન્દિવેગોમાં શમ.[૧૨]

૧૫. નારદના શુભગુણો વર્ણવતા तस्मात्सर्वत्र पूजितः । અંતિમ પાદ વાળા ૧૮ શ્લોક.[૧૩]

૧૬. સત્ત્વગુણ જે નારાયણની પરાપ્રકૃતિ કહેવાય છે અને જે યોગથી જગતને ધારણ કરે છે, તે ૧૮ ગુણવાળો છે.[૧૪]

૧૭. બૌદ્ધમત મુજબ સંસારની કાર્યકારણ પરંપરા 'પ્રતીત્યસમુત્પાદ'મા મ. ભા.નો ટીકાકાર પં. નીલકંઠ અઢાર કાર્યકારણ ગણાવે છે. અવિદ્યા, સંસ્કાર, વિજ્ઞાન, નામ, રૂપ, ષડાયતન, સ્પર્શ, વેદના, તૃષ્ણા, ઉપાદાન, ભવ, જાતિ, જરા, મરણ, શોક, પરિદેવના, દુઃખ, દુર્મનસ્ય.[૧૫]

---

૧૦. ૧૬-૩-૧૮.

૧૧. ૩-૨૭૭-૯, ૧૦.

૧૨. ૫-૭૨-૧૧ થી ૧૭. દુર્યોધનની દુષ્ટતા બતાવતાં અને બની શકે ત્યા સુધી સંધિ જ કરાવવા, વિષ્ટિ માટે જતા શ્રીકૃષ્ણને ભીમસેને આ કુલઘાતક રાજાઓની નામાવલિ કહી હતી એમાં અસુરોમાં 'બલિ' છે, તે ભક્ત તરીકે વિખ્યાત બલિ નહિ પણ કોઈ બીજો હશે એવું અનુમાન કરું છું.

૧૩. ૧૨-૨૨૩-૫ થી ૨૨.

૧૪. ૧૨-૩૨૮-૧૩. પં. નીલકંઠે ટીકામાં આ પ્રમાણે ૧૮ ગુણ ગણાવ્યા છે: પ્રીતિ, પ્રકાશ, ઉદ્રેક-અભિવૃદ્ધિ, લઘુતા, સુખ, અકાર્પણ્ય, અસંરંભ-આડાઈનો ત્યાગ, સંતોષ, શ્રદ્ધાળુપણું, ક્ષમા, ધૃતિ, અહિંસા, શૌચ, અક્રોધ, આર્જવ, સમતા, સત્ય અને અનસૂયા.

૧૫. (૧) ૧૨-૨૧૧-૩૨. ઉપરની ટીકામાં નીલકંઠે આ યાદી આપી ઉમેર્યું છે કે, આ સૌગતમતને કેટલાક સક્ષેપ અને વિસ્તારથી કહે છે ૪. આ વિગત જનદેવ જનક અને પંચશિખ સંવાદમાં છે; જુઓ 'બ્રહ્મવિદ્યા'

૧૮ વાક્યમા થતા વાણીના નવ તથા બુદ્ધિના નવ એમ અઢાર દોષો અને અઢાર ગુણો[૧૬]

૧૯ અઢારતત્ત્વ

(ક) શરીરરૂપી ઘર . નવદ્વારવાળુ, (અવિદ્યા, કામ અને કર્મ અથવા ત્રણ ગુણરૂપી) ત્રણ થાભલાવાળુ (પાચ વિષયોરૂપી) પાચ સાક્ષીઓવાળુ અને ક્ષેત્રજ્ઞથી અધિષ્ઠિત કુલ ૧૮[૧૭]

(ખ) શરીરમા ઇંદ્રિયો, ભાવ અને ગુણો સત્તર કહેવાય છે તેમા અઢારમો દેહી છે તે શાશ્વત કહેવાય છે[૧૮]

(ગ) સત્તર તત્ત્વોથી (ઉપરાંત બીજા વિકારોથી) મુનિઓ મુક્ત થાય છે અર્થાત્ અઢારમુ આત્મતત્ત્વ પ્રાપ્ત કરે છે એવુ વિધાન[૧૯]

(ઘ) સત્તર તત્ત્વોનો રાશિ એટલે કે શરીર તેની સાથે જોડાતો કર્મબન્ધ

---

(પ્ર૦ ૫) શ્લોક ૫૪ ૫૫ની પા નો ૯૪ પૃ ૧૧૪

(૨) શુ ચ ૧ ૪૬ મા આ કાર્યકારણ પરંપરા ૧૨ ની બતાવી છે (MWD મા પણ 'ધર્મસગ્રહ ૮૨'નો ઉલ્લેખ કરી ૧૨ ની બતાવી છે) પણ તેમા જરા પછીના બધા કાર્યકારણ એકસામટા બતાવ્યા છે આ માટે જુઓ 'બ્રહ્મવિદ્યા' (પ્ર૦ ૫) શ્લોક ૫૪ ૫૫ની પા નો ૯૪, પૃ ૧૧૪

૧૬ ૧૨–૩૦૮–૭૮, ૮૭ થી ૯૦ (જુઓ પૃ ૪૦૭ ૪૦૮)

૧૭ ૫–૩૩–૮૧

૧૮ ૧૨–૨૬૭–૨૮ ૧૧ ઇંદ્રિય, પ્રયત્ન ચેતના અને બુદ્ધિ એ ભાવ, તથા સત્ત્વ, રજસ્ અને તમસ્ ત્રણ ગુણ (અર્જુનમિશ્ર) ૧૪ ઇંદ્રિયો અને સાત્ત્વિકાદિ ભાવો એ ત્રણ (ગુણમય) ભાવ, (નીલકંઠ) મભાના અગાઉના ઉલ્લેખો જોતા નીલકંઠનો ખુલાસો પ્રતીતિજનક લાગે છે જુઓ ૧૪ ઇંદ્રિયો માટે ૧૨–૨૬૭–૧૮ થી ૨૨ પાચ ઇન્દ્રિય, ચિત્ત, મન અને બુદ્ધિ એ આઠ જ્ઞાનેન્દ્રિય તથા હાથ પગ પાયુ શિશ્ન મુખ અને છઠ્ઠી બલ (અર્થાત્ પાચ પ્રાણ જુઓ સાખ્યકારિકા, ૨૯) મળી ૭ કર્મેન્દ્રિયો એમ ૧૪ ઇન્દ્રિય સાત્ત્વિકાદિ ભાવો (અર્થાત્ વિષયો) માટે જુઓ ૧૨–૨૬૭–૨૫ થી ૨૭

૧૯ (૧) ૧૨–૨૭૦–૪ (૨) ઉપરને મળતો વિચાર ૧૨–૩૨૧–૩૧

તથા કર્મમોક્ષથી જોડાતો કર્માત્મા. (નારાયણનું જીવરૂપે વર્ણન.)[20]

૨૦. શરીરનાં ૧૮ મર્મસ્થાન. બ્રહ્મરંધ્ર, લલાટ, ભ્રકૂટી, નેત્ર, નાસિકા-મૂલ, જિહ્વામૂલ, કંઠકૂપ, હૃદય, નાભિ, મેઢ્ર, જઠર, ગુદા, ઉરૂમૂળ, ઘૂંટણ, ચિતિમૂળ (?), જંઘા, ગુલ્ફ (ઘૂંટી), (પગનો) અંગૂઠો.[21]

૨૧. અઢાર પુરાણ.[22]

૨૨. અઢાર ઉપપુરાણ[23]

૨૩. દ્વંદ્વયુદ્ધના ૧૮ પ્રકાર. મંડળ, સ્થાન ગોમૂત્રિકા, ગતપ્રત્યાગત, તીરશ્ચિનગત, વક્રગત, પરિમોક્ષ, પ્રહારવર્જન, પરિધાવન, અભિદ્રવણ, આપ્લાવ, સવિગ્રહ, પરાવૃત, અપાવૃત, અપદ્રુત, અવદ્રુત, ઉપન્યસ્ત, અપન્યસ્ત.[24]

૨૪. યોગથી મળતી ૧૮ સિદ્ધિઓ. અણિમા, મહિમા, લઘિમા, પ્રાપ્તિ, પ્રાકામ્ય, ઈશિતા, વશિતા, કામવસાયિતા, અનૂર્મિમત્વ, દૂરશ્રવણ, દૂરદર્શન, મનોજવ, કામરૂપ, પરકાયપ્રવેશન, સ્વચ્છંદમૃત્યુ, દેવસહક્રીડાનુદર્શન, યથા-

---

૨૦. (૧) ૧૨-૩૩૯-૧૫; ૧૬ ગુણો અને સત્તરમો આત્મા એવું કથન પણ અન્યત્ર છે. ૧૨-૩૧-૧૫; ભીષ્મસ્તવરાજમાં 'સાંખ્યાચાર્યો જેને ૧૬ ગુણોથી વીંટાયેલું ૧૭મું તત્ત્વ કહે છે એવા સાંખ્યાત્માને હું નમું છું' એવો ઉલ્લેખ છે. ૧૨-૪૭-૩૪; ૧૭ તત્ત્વોવાળું અવ્યક્ત બ્રહ્મ, પંચભૂત, મન, બુદ્ધિ, અહંકાર, પાંચ ઇન્દ્રિય, સત્ત્વાદિ ૩ ગુણ. ૩-૨૦૧-૧૫ થી ૧૯, એમાં ૭ તત્ત્વો ઉમેરાતાં (મનન, જ્ઞાન અને પાંચ વિષયો) ૨૪ તત્ત્વો થાય છે જેને વ્યક્તાવ્યક્ત કહેવામાં આવે છે. ૩-૨૦૧-૨૦.

(૨) જુઓ આપ્ટેનો સંસ્કૃત-અંગ્રેજી કોશ. મહત્, અહંકાર, મનસ્, પંચતન્માત્રા અને દસ ઇન્દ્રિય.

૨૧. ૧૨-૨૯૪-૧૨. ઉપરની ટીકામાં પ. નીલકંઠે યાજ્ઞવલ્ક્યનો આધાર ટાંકી યોગ અંગે શ્લોકો મૂકયા છે તેમાંથી.

૨૨. (૧) ચિ. ૧૮-૫-૪૬.

(૨) બ્રહ્મ, પદ્મ, વિષ્ણુ, શિવ, ભાગવત, નારદ, વહ્નિ, માર્કંડ, ભવિષ્ય, બ્રહ્મવૈવર્ત, લિંગ, વરાહ, સ્કન્દ, વામન, કૂર્મ, મત્સ્ય, સુપર્ણ, બ્રહ્માંડ. (ભાગવત. ૧૨-૧૩-૪ થી ૮).

૨૩. સાનત્કુમાર, નારસિંહ, ભાંદ, શિવધર્મ, દૌર્વાસસ, નારદીય કાપિલ, વામન, ઔશનસ, બ્રહ્માંડ, વારુણ, કાલિકાપુરાણ, માહેશ્વર, સાંબ, સૌર, પારાશર, મારીચ, ભાર્ગવ (કૂર્મપુરાણમાં આપેલી યાદી મુજબ. MWD P. 202)

૨૪. વા. રા. ૬-૪૦-૨૩ થી ૨૬.

સંકલ્પસિદ્ધિ, અપ્રતિહતાજ્ઞા.[૨૫]

૨૫ ભાગવતના ૧૮૦૦૦ શ્લોક.[૨૬]

૨૬. જરાસંધે મથુરા ઉપર કરેલી ૧૮ ચઢાઈ.[૨૭]

૨૭. અઢાર પ્રકારની વિદ્યા : ૬ અંગ, ૪ વેદ, મીમાંસા, ન્યાય, ધર્મશાસ્ત્ર, પુરાણ, આયુર્વેદ, ધનુર્વેદ, ગાંધર્વવેદ અને અર્થશાસ્ત્ર.[૨૮]

૨૮. અઢાર વ્યસન. મૃગયા, દ્યૂત, દિવસે નિદ્રા, પરનિંદા, સ્ત્રીસેવન, નશો, તૌર્યત્રિક–ગીત, નૃત્ય અને વાદન, વૃથા ભટકવું એ દશ કામજન્ય અને ચાડી-ચૂગલી, (દુઃ) સાહસ–જુલમ, દ્રોહ, ઈર્ષ્યા, અસૂયા, બીજાનું ધન હજમ કરવું, વાણીની તીક્ષ્ણતા અને પારુષ્ય–મારામારી એ આઠ ક્રોધજન્ય કુલ અઢાર. બધાંનું મૂલ લોભ.[૨૯]

૨૯. અઢાર વ્યવહાર–દાવાના પ્રકાર. દેવું પાછું ન આપવું, થાપણ હજમ કરવી, બીજાની ચીજ વેચી નાખવી, ભેગા મળીને કરેલાં કામ (તે અંગેનાં વાંધા), આપેલું પાછું લેવું, પગાર ન આપવો, કરારનો ભંગ, ખરીદવેચાણનો ઝગડો, શેઠનોકરની તકરાર, સીમાડાની તકરાર, મારામારી, ગાળાગાળી, ચોરી, જોરજુલમ, વ્યભિચાર, સ્ત્રી–પુરુષ ધર્મોની વ્યવસ્થા (માં મન ફેર), દ્યૂત, અને હોડ બકવી.[૩૦]

૩૦. કાળ માપવાના કોષ્ટકમાં ૧૮ નિમેષની એક કાષ્ઠા.[૩૧]

૩૧. અઢાર સ્મૃતિકાર. મનુ, યાજ્ઞવલ્ક્ય, અત્રિ, વિષ્ણુ, હારિત, ઉશનસ્, અંગિરસ, યમ, આપસ્તંબ, સંવર્ત, કાત્યાયન, બૃહસ્પતિ, પરાશર, વ્યાસ,

---

૨૫. ભાગવત, ૧૧–૧૫–૩ થી ૭. ઉપરાંત ભાગવતમાં બીજી પાંચ સિદ્ધિઓ વર્ણવેલી છે, ૧૧–૧૫–૮.

૨૬. ભાગવત, ૧૨–૧૩–૯.

૨૭. જુઓ ભાગવત, ૧૦–૫૦–૪૨ થી ૪૪ અને ૧૦–૫૨–૬ થી.

૨૮. (૧) આપ્ટેનો સંસ્કૃત–અંગ્રેજી કોશ.

(૨) જાતક નં. ૫૦ 'દુમ્મેધ જાતક'માં અઢાર વિદ્યાઓનો ઉલ્લેખ છે. તેની પા. નોં.માં (અનુ. આનંદ કૌશલ્યાયન) આ પ્રમાણે જણાવ્યું છે. ત્રણ વેદ, સ્મૃતિ, વ્યાકરણ, છન્દોવિચિતિ નિરુક્ત, જ્યોતિષ, શિક્ષા, મોક્ષ–જ્ઞાન, ક્રિયાવિધિ, ધનુર્વેદ, હસ્તિશિક્ષા, કામતન્ત્ર, લક્ષણ, પુરાણ, ઇતિહાસ, નીતિ, તર્ક, વૈદ્યક.

૨૯. મનુ. ૭–૪૫ થી ૪૯.

૩૦. મનુ. ૮–૩ થી ૭.

૩૧. મનુ. ૧–૬૪.

શંખ, લિખિત, દક્ષ, ગૌતમ.[૩૨]

૩૨. (જૈન મત મુજબ) અઢાર પાપસ્થાન. પ્રાણાતિપાત, મૃષાવાદ, અદત્તાદાન, મૈથુન, પરિગ્રહ, ક્રોધ, માન, માયા, લોભ,- રાગ, દ્વેષ, કલહ, અભ્યાખ્યાન (અસદ્દોષારોપ), પૈશુન્ય, પરપરિવાદ, માયામૃષાવાદ, રતિ-અરતિ, મિથ્યાદર્શન.[૩૩]

૩૩. (જૈન મત મુજબ) અઢાર દિશાઓ. ૪ દિશા, ૪ વિદિશા (ખૂણા), ૮ અંતરાલ વિભાગ, ઊંચી અને નીચી એમ કુલ અઢાર.[૩૪]

૩૪. જૈન પરંપરા મુજબનાં અઢાર પ્રકારનાં તપોની શ્રેણિ. યવમધ્ય, વજ્રમધ્ય, ચાંદ્રાયણ, કનકાવલી, રત્નાવલી, મુક્તાવલી, ક્ષુલ્લક, મહા (આ છેલ્લાં બે સિંહવિક્રીડિત કહેવાય છે). સપ્તસપ્તમિકા, અષ્ટઅષ્ટમિકા, નવનવમિકા, દશદશમિકા (આ છેલ્લાં ચાર પ્રતિમા કહેવાય છે), ક્ષુદ્ર, મહા (આ બે સર્વતોભદ્ર કહેવાય છે) ભદ્રોત્તર, આચામ્લ. વર્ધમાન તેમજ બાર ભિક્ષુપ્રતિમા.[૩૫]

૩૫. એક જ બાળક સાથેના અઢાર જાતના સંબંધનું કથાનક એ કથાનક પ્રમાણે કુબેરદત્તની જોડકી બહેન સાધ્વી કુબેરદત્તાએ ગણિકા કુબેરસેનાને

---

૩૨. (૧) MWD. P. 1272: આપેલા સંસ્કૃત-અંગ્રેજી કોશમાં થોડાક ફેરફાર સાથે યાદી આપેલી છે.

(૨) ૧૮ સ્મૃતિકારના લીધે 'સ્મૃતિ' શબ્દ ૧૮ના અંક માટે પણ પ્રયોજાય છે. MWD P. 1272.

૩૩. (૧) સ્થાનાંગ. ૪૮: સૂત્રકૃતાંગ ૨-૪-૨: પ્રવચન સારોદ્ધાર દ્વાર. ૨૩૭

(૨) યશોવિજયજીની સજ્ઝાયમાં શ્લોકબદ્ધ વિવરણ છે એવું જાણવા મળ્યું છે.

૩૪. (૧) આચારાંગ સૂત્ર (અનુ. સંતબાલજી પૃ. ૫)

(૨) આચારાંગ સૂત્ર અને આચારાંગ નિર્યુક્તિ (મૂળ અને અનુવાદ, ૧લો ભાગ. માણેકમુનિ). પૃ. ૫૨ થી ૫૪. નિર્યુક્તિ ગાથા ૫૬ થી ૫૮માં નીચે મુજબ અઢાર દિશાનાં નામ છે. પૂર્વ, પૂર્વદક્ષિણ, દક્ષિણ, દક્ષિણપશ્ચિમ, પશ્ચિમ, પશ્ચિમોત્તર, ઉત્તર, ઉત્તરપૂર્વ, સામુત્થાણી, કપિલા, ખેલિની, અહિધર્મા પર્યાધર્મા, સાવિત્રી, પન્ના, વિત્રી, નરકની નીચે અધોદિશા અને દેવલોકની ઉપર ઊર્ધ્વદિશા.

૩૫. તત્ત્વાર્થસૂત્ર, (પં. સુખલાલજી) પૃ. ૩૫૧ પા. નો. ૨: તદુપરાંત જૈન સાધુઓમાં 'પરિહારવિશુદ્ધિ' નામનો તપનો એક પ્રકાર છે જે અઢાર માસ સુધી આચરવાનો હોય છે. જુઓ ઉપર 'કર્મ' (પ્રક. ૯) શ્લોક ૧૦૯, પા. નોં ૨૭, પૃ. ૨૪૬.

તેનાજ પુત્ર કુબેરદત્તથી (અજ્ઞાનને) લીધે થયેલા બાળક પુત્રને આ વચન કહ્યાં હતાં. 'હે બાળક તું મારો ભાઈ છે, દિયર છે, પુત્ર છે, મારી શોક્યનો પુત્ર છે, ભત્રીજો છે, કાકો છે; તું જેનો પુત્ર છે તે પણ મારો ભાઈ, પતિ, પિતા, પિતામહ, સસરો અને પુત્ર છે; તું જેના ગર્ભથી ઉત્પન્ન થયો છે તે પણ મારી માતા, સાસુ, શૌક્ય, ભોજાઈ, પિતામહી અને વહુ છે'[૩૬]

૩૬. અઢાર પ્રકારની માર્ગણા.[૩૭]

૩૭. (૧) દુર્ગા અઢાર હાથવાળી છે 'અષ્ટાદશભુજા'. (૨) મહાલક્ષ્મી અઢાર હાથવાળી છે.[૩૮]

૩૮. (જૈન મત મુજબ) ૧૮૦૦૦ અંગવાળુ શીલ–બ્રહ્મચર્ય.[૩૯]

૩૯. (જૈન મત મુજબ) ૧૮ પ્રકારનું બ્રહ્મચર્ય : ૯ ઓદારિક કામભોગ. વચન, કાયા, મનથી સેવે નહિ, સેવાવે નહિ અને સેવનારને ભલુ જાણે નહિ. ૯ વૈદીવ–દિવ્ય મન વચન કાયાથી સેવે નહિ, સેવાવે નહિ અને સેવનારને ભલુ જાણે નહિ.[૪૦]

૪૦. (જૈન મત મુજબ) ૧૮ પ્રકારનુ અબ્રહ્મચર્ય. ૯ ઓદારિક. મન, વચન, કાયાથી સેવે, સેવાવે અને અનુમોદે ૯ દિવ્ય મન, વચન, કાયાથી સેવે, સેવાવે અને અનુમોદે.[૪૧]

૪૧. (જૈન મત મુજબ) પ્રવ્રજ્યાને અયોગ્ય એવા પુરુષોના અઢાર પ્રકાર બાલ, વૃદ્ધ, નપુંસક, જડ, ક્લીબ, વ્યાધિત, ચોર, રાજદ્રોહી, ઉન્મત્ત, અંધ, દાસ, દુષ્ટ, મૂઢ, દેવાદાર, જુગિત અર્થાત્ જાતિ–કર્મ–શરીરથી હીન, વચનબદ્ધ, ભૃતક–નોકર, દીક્ષા આપવા માટે ભગાડેલો[૪૨]

૪૨. અઢાર લિપિ (અ) બ્રાહ્મી, યવનાનિકા, દોસાઉરીઆ, (દોષા પૂરિત, દોષાકારિકા ?), ખરોષ્ટ્રિકા, પુક્ખરસારિયા (પુષ્કરસારિકા ?), પ્રહારાતિગા, ઉચ્ચત્તરિકા, અક્ષરપૃષ્ઠિકા, ભોગવતિકા, વેણુકિયા, નિહ્નવિકા, અંકલિપિ,

---

૩૬ 'વસુદેવહિંડી' (અનુવાદક, ડૉ બો જે સાંડેસરા) પૃ ૧૫

૩૭ जैन धर्म और दर्शन (द्वितीय खण्ड) पृ ३१६

૩૮ (૧) જુઓ MWD. P 116 (૨) જુઓ આપ્ટેનો સંસ્કૃત–અંગ્રેજી કોશ.

૩૯ જુઓ અટ્ઠાઇજેસુ સૂત્ર, આવશ્યકસૂત્ર (હારિભદ્રિયાવૃત્તિ) પૃ ૭૬૨ *अष्टादशशीलाङ्ग–सहस्रधारिण*

૪૦ સમવાયાંગ, ૧૮ મો સમવાય

૪૧ 'નીશીથ ભાષ્ય', ગાથા ૫૧૧૩

૪૨ 'નિશીથ ભાષ્ય', ગાથા ૩૫૦૬, ૩૫૦૭.

ગણિતલિપિ, ગાંધર્વલિપિ અથવા ભૂતલિપિ, આદર્શલિપિ, માહેશ્વરીલિપિ, દ્રાવિડીલિપિ, પૌલિન્દ્રીલિપિ.[૪૩]

(ર) હંસલિપિ, ભૂતલિપિ, યક્ષલિપિ, રાક્ષસલિપિ, ઔડ્રીલિપિ, યાવનીલિપિ, તુરુષ્કલિપિ કીરીલિપિ, દ્રાવિડીલિપિ, સૈન્ધવિકાલિપિ, માલવિનીલિપિ, નટલિપિ, નાગરીલિપિ, લાટલિપિ, પારસીલિપિ, અનિમિત્તીલિપિ, ચાણુક્યલિપિ, મૂલદેવીલિપિ.[૪૪]

૪૨. 'આચારાંગ સૂત્ર' પ્રથમ શ્રુતસ્કન્ધમાં અઢાર હજાર પદ.[૪૫]

૪૪. નિર્ગ્રંથોનાં અઢાર અતિચારસ્થાન. વ્રતષટ્ક (પાંચ મહાવ્રત અને રાત્રિભોજન), કાયષટ્ક (પૃથ્વી, અપ, વાયુ, અગ્નિ, વનસ્પતિ અને ત્રસકાયનું રક્ષણ), અકલ્પ (ખપે નહિ તેવી વસ્તુ), ગૃહભાજન, પલંગ, આસન, સ્નાન, શોભાવર્જન.[૪૬]

૪૫. પોષ માસમાં અઢાર મુહૂર્તનો દિવસ.[૪૭]

૪૬. અષાઢ માસમાં અઢાર મુહૂર્તની રાત્રિ.[૪૮]

૪૭. અસ્તિ–નાસ્તિ પ્રવાદપૂર્વમાં 'વસ્તુ' નામના અઢાર વિભાગ છે.[૪૯]

૪૮. સહસ્રાર દેવલોકના અને બીજા કાલ, સુકાલ, મહાકાલાદિ વિમાનોના દેવતાઓનું વધુમાં વધુ આયુષ્ય અઢાર સાગરોપમ છે, અને તેઓ અઢાર પખવાડીએ (અર્ધમાસે) શ્વાસોચ્છ્વાસ લે છે અને મૂકે છે.[૫૦]

૪૯. અઢાર આવેણિક બુદ્ધધર્મ. તથાગતને સ્ખલિત નથી, રવિત–ભેદ નથી, ચોરાયેલી વસ્તુની સ્મૃતિ નથી, અસમાહિત ચિત્ત નથી, નાનાપણાની સંજ્ઞા નથી, અપ્રતિસંખ્યાય–સમજણવગરની ઉપેક્ષા નથી, ઇચ્છાની હાનિ નથી–સંકલ્પસિદ્ધિ, વીર્યહાનિ નથી, સ્મૃતિની હાનિ નથી, સમાધિની

---

૪૩. સમવાયાંગ, ૧૮ મો સમવાય.

૪૪. (૧) 'વિશેષાવશ્યક ગાથા' ૪૬૪ની ટીકા (મૂળ સંદર્ભ, 'ભારતીય જૈન શ્રમણસંસ્કૃતિ અને લેખનકળા' પૃ. ૬) 'વર્ણક–સમુચ્ચય' ભાગ ૧, પૃ ૧૩૯માં ૧૮ લિપિઓનાં નામ છે. એ જ ગ્રંથમાં પૃ. ૧૩૪ ઉપર આ યાદીઓથી ભિન્ન ૧૮ લિપિઓની નામાવલિ છે.

૪૫ 'આચારાંગનિર્યુક્તિ', ગાથા ૧૧.

૪૬. સમવાયાંગ, ૧૮ મો સમવાય

૪૭. એજન

૪૮. એજન

૪૯. એજન.

૫૦ એજન

હાનિ નથી, પ્રજ્ઞાહાનિ નથી, વિમુક્તિની હાનિ નથી, સર્વ કાયકર્મ જ્ઞાનપૂર્વક હોય છે, સર્વ વાણીનું કર્મ જ્ઞાનપૂર્વક હોય છે, મનનું સર્વ કર્મ જ્ઞાનપૂર્વક–જ્ઞાનાનુવર્તી હોય છે, અતીત કાળમાં આસક્તિ વિનાનું અને નિર્બાધ જ્ઞાન-દર્શન પ્રવર્તે છે, અનાગતમાં આસક્તિ વિનાનુ અને નિર્બાધ જ્ઞાનદર્શન પ્રવર્તે છે, વર્તમાનમાં આસક્તિ વિનાનુ અને નિર્બાધ જ્ઞાનદર્શન પ્રવર્તે છે.[૫૧]

૫૦. અઢાર બોધિસત્ત્વ ધર્મ.[૫૨]

૫૧. અઢાર ધાતુઓ. ચક્ષુ, રૂપ, ચક્ષુવિજ્ઞાન, શ્રોત્ર, શબ્દ, શ્રોત્ર-વિજ્ઞાન, ઘ્રાણ, ગંધ, ઘ્રાણવિજ્ઞાન, જિહ્વા, રસ, જિહ્વાવિજ્ઞાન, કાય, સ્પર્શ, કાયવિજ્ઞાન, મન, ધર્મ, મનોવિજ્ઞાન.[૫૩]

૫૨. અઢાર પ્રકારની શૂન્યતા.[૫૪]

૫૩. પ્રાચીન બુદ્ધનિકાય–સંપ્રદાય અઢાર[૫૫]

૫૪. બૌદ્ધ ભિક્ષુઓને શીલના નિયમો અર્થાત્ સમાધિ બરાબર પાળી શકાય તે માટે અઢાર પ્રકારના આવાસો વર્જ્ય ગણ્યા છે મહાવાસ (ઘણા માણસોને ભેગા થવાનુ સ્થાન), નવાવાસ (જે સ્થળે નવું કામ ચાલુ હોય), જરાવાસ (જીર્ણ રહેઠાણ), પન્થની (સરિયામ રસ્તા પાસેનુ ઘર), સોણ્ડી (હોજ પાસેનો વાસ), પણ્ણ (ભાજીપાલામાં કામ આવે તેવાં પાદડાં ઊગતાં હોય તેની નજીકનુ સ્થળ), પુપ્ફ (ફૂલવાડી), ફલ (ફલનો બગીચો), પત્થિત (પ્રાર્થના સ્થળ), નગર, દાન (ઇમારતી લાકડાનુ જગલ), ખેત્ત (ખેતર), વિસભાગ (વિખવાદવાળુ સ્થળ). પટ્ટન (બન્દર ભરાવાની જગ્યા), પચ્ચન્ત કે પ્રત્યન્ત (જગલી, અસસ્કારી લોકોને રહેવાની જગ્યા),

---

૫૧. મહાવ્યુત્પત્તિ, પૃ ૩ ૯મી કડિકા

૫૨. મહાવ્યુત્પત્તિ, પૃ. ૧૩ કડિકા ૨૯. દાન, શીલ. ક્ષમા વીર્ય, ધ્યાન, પ્રજ્ઞા આદિ ધર્મોનુ વર્ણન છે. અને તે પછીના બાર ધર્મોનુ વર્ણન ઘણુ લાબુ અને થોડાક શબ્દોમા મૂકી શકાય નહિ તેવુ હોઈ અહીં લીધુ નથી

૫૩. મહાવ્યુત્પત્તિ, પૃ. ૩૩. કંડિકા ૧૦૭; MWD P. 513 ઉપર આનો 'ધાતુલોક' તરીકે ઉલ્લેખ છે (ધર્મસંગ્રહ ૫૮)

૫૪. શાન્તિદેવકૃત 'બોધિચર્યાવતાર' ૯મો સર્ગ. તેની પંજિકા (પ્રજ્ઞા-મુખકૃત)માં છે. એ શૂન્યવાદનો ગ્રથ છે

૫૫. 'જાતક' ખંડ ૧. ઉપોદ્ઘાત પૃ ૬. પા. નો. ૪ (અનુ. કૌશલ્યાયન)

સીમા (રાજ્યનો સરહદ પ્રદેશ), અસપ્પાય (અપથ્યકારક જગ્યા), મિત્ત (જ્યાં સમાધિમાર્ગમાંની મુશ્કેલીઓ જાણનાર મિત્ર ન રહેતો હોય તે જગ્યા.)[૫૬]

૫૫. (સદ્દિના) આદિ સંબંધી અઢાર ધારણાઓ. જુદા જુદા દાર્શનિક મતોમાં અઢાર મત આદિ સંબંધી ધારણાવાળા છે.[૫૭]

૫૬. ભૂપાદિ લક્ષણવાળી અઢાર પરિશિષ્ટ વિદ્યાઓ.[૫૮]

૫૭. આયુર્વેદની સન્નિપાતજ્વરઘ્ન અઢાર ઔષધિઓ. અષ્ટાદશાઙ્ગ.[૫૯]

૫૮. તંત્રશાસ્ત્રોક્ત પૂજનના કે સ્વાગતના અઢાર ઉપચાર. અષ્ટાદશોપચાર. આસન, સ્વાગત, પાદ્ય, અર્ઘ્ય આચમન, સ્નાન, વસ્ત્ર, ઉપવીત, આભૂષણ, ગન્ધ, પુષ્પ, ધૂપ, દીપ, અન્ન, તર્પણ, માળા, અનુલેપન, નમસ્કાર.[૬૦]

૫૯. અઢાર પ્રકારનાં ધાન્ય.[૬૧]

૬૦. ગણિતમાં પરાર્ધ સુધીનો સંખ્યાક્રમ અઢાર. એકમ, દશક, શતક, હજાર, દસહજાર, લાખ, દસલાખ, કરોડ, અબજ, અર્વ, નિખર્વ, પદ્મ, મહાપદ્મ, શંકુ, મહાશંકુ, અંત્ય, મધ્ય અને પરાર્ધ.

૬૧. અષ્ટાદશ દેશ—અઢાર દેશ અર્થાત્ સર્વત્ર. એ અર્થમાં શંકરાચાર્યનો પ્રયોગ.[૬૨]

૬૨. શિલ્પશાસ્ત્રના અઢાર આચાર્ય. ભૃગુ, અત્રિ, વસિષ્ઠ, વિશ્વકર્મા, મય, નારદ, નગ્નજિત, વિશાલાક્ષ, પુરન્દર, બ્રહ્મા, કુમાર, નન્દીશ, શૌનક, ગર્ગ, વાસુદેવ, અનિરુદ્ધ, શુક્ર, બૃહસ્પતિ[૬૩]

---

૫૬. 'સમાધિમાર્ગ', પૃ. ૨૩ થી ૨૮.

૫૭. જુદા જુદા ૬૨ દાર્શનિક મતો ઉપર મુજબ અઢાર આદિ સંબંધી અને ચૂંવાળીસ અંત સબંધી ધારણાવાળા છે. 'દીઘનિકાય' (હિંદી અનુવાદ) ૧-૧-૨, પૃ. ૫ થી.

૫૮. शब्दरत्न महोदधि

૫૯. એજન

૬૦. જુઓ આપ્ટેનો સંસ્કૃત–અંગ્રેજી કોશ.

૬૧. એજન. यत्र गोधूमधान्यानि तिलाः कङ्गुकुलत्थका ।
माषा मुद्गा मसूराश्च निष्पावा श्यामसर्षपाः ॥
गवेधुकाश्च नीवारा आढक्योऽथ सतीनकाः ।
चणकाश्चीनकाश्चैव धान्यान्यष्टादशैव तु ॥

૬૨. का तेऽष्टादशदेशे चिन्ता । 'દ્વાદશપંજરિકા' ૧૧.

૬૩. જુઓ આપ્ટેનો સંસ્કૃત–અંગ્રેજી કોશ.

૬૩. અઢાર દ્વિપ.[૬૪]

૬૪. અઢાર પ્રકારનાં મૂળ.[૬૫]

૬૫. ચક્રવર્તિની અનેકવિધ ઋદ્ધિઓ પૈકીની, શ્રેણી અને પ્રશ્રેણી નામક ઋદ્ધિઓની સંખ્યા અઢાર અઢારની છે. અને અશ્વ નામક ઋદ્ધિની સંખ્યા અઢાર કરોડની છે.[૬૬]

૬૬. અઢાર વ્યાકરણ.[૬૭]

૬૭. અઢારનો 'સર્વ' અર્થ થાય એ રીતે લોકકહેવતોમાં પ્રયોગ.

(૧) ઊંટનાં અઢારે વાંકાં.

(૨) અઢારે વર્ણ.

(૩) અઢાર ભાર વનસ્પતિ

૬૮. સોળ આનાનો રૂપિયો હોય છે. તે સોળ કળાને અનુલક્ષીને છે., પણ મેવાડના એક રાણાએ અઢાર આનાના રૂપિયાનું ચલણ કર્યું હતું. તેની પાછળ ભારતીય લોકમાનસમાં અઢારનું મહત્ત્વ અંકિત થયેલું છે, તેની અસર ઝીલાયેલી દેખાય છે.

---

૬૪. अगाहताष्टादशता जिगीषया नवद्वयद्वीपपृथग्जयश्रियाम् ।
(નૈષધ, ૧–૫. જુઓ આપ્ટેનો સંસ્કૃત–અંગ્રેજી કોશ)

૬૫. જુઓ આપ્ટેનો સંસ્કૃત–અંગ્રેજી કોશ. મરાઠી નામ આપેલાં છે. વેણુ, ઐરણી, ટેંટ, શિવણ, પહાડમૂળ, પુનર્નવા, રાનઉડીદ, ચિકણ, એરંડ, જીવક, આભક, જીવંતી, શતાવરી, તિરકાંડે, ઊસ, દર્ભ, કસઈ, સાલી.

૬૬. 'વર્ણક–સમુચ્ચય', ભાગ ૧, પૃ. ૪૫, ૧૨૮.

૬૭. એજન પૃ ૧૬૩. અઢાર વ્યાકરણના નામ દર્શાવેલાં નથી

## પરિશિષ્ટ ૨

# લેશ્યા

(સંદર્ભ માટે જુઓ, 'સંયમ' (પ્રક. ૧૯) શ્લોક ૧૭૪, પૃ. ૩૭૪)

જીવોના આંતરિક ભાવોની શુદ્ધિ-અશુદ્ધિના તર-તમ-ભાવને જૈન શાસ્ત્રો 'લેશ્યા' શબ્દ દ્વારા સૂચવે છે. એના અનુક્રમે કૃષ્ણ, નીલ, કાપોત, (=ધૂમ) તેજ, પદ્મ અને શુક્લ એવાં નામ છે.[1] જીવને કર્માનુસાર લાગતી પ્રત્યેક 'લેશ્યા'ના ચોક્કસ જાતના 'રંગ, સ્વાદ, ગંધ અને સ્પર્શ' છે. અને જીવ કયી લેશ્યામાં કેટલો સમય રહે છે તે પણ પલ્યોપમ, સાગરોપમ આદિ કાલગણના વાચક શબ્દોથી બતાવેલું છે. જો કે જૈન આગમ સાહિત્યમાં અન્યત્ર 'લેશ્યા' શબ્દ રંગના અર્થમાં વપરાયેલો છે.[2]

આ 'લેશ્યા'ને મળતી રીતે મહાભારત શાંતિપર્વ, 'વૃત્રગીતા'માં જગતના સર્વ જીવો ૭ વર્ણમાં વહેંચાઈ જાય છે એમ કહ્યું છે. એમાં વર્ણવ્યા પ્રમાણે જીવોના કૃષ્ણ, ધૂમ્ર, નીલ, રક્ત, હારિદ્ર (પીત) અને શુક્લ એવા ૭ વર્ણ છે.[3] આ વર્ણ અને 'લેશ્યા'નું સામ્ય દેખી શકાય

---

૧ किण्हा नीला काऊ य, तेऊ पम्हा तहेव य ।
सुक्कलेसा य छट्ठा य, नामाइ तु जहक्कम ॥ ઉ. સ. ૩૪-૩.

૨ महीइ मज्झम्मि ठिए नगिन्दे पन्नायए सूरियसुद्धलेसे ।
एव सिरीए उ स भूरिवण्णे मणोरमे जोयइ अच्चिमाली ॥

સૂત્રકૃતાંગ ૧-૬-૧૩.

પૃથ્વીની મધ્યમાં રહેલો પર્વતરાજ સૂર્યના જેવા શુદ્ધ વર્ણ અને તેજ સહિત (લેશે) જણાય છે તેમ અનેક વર્ણવાળો, મનોરમ, પ્રકાશમાન (આ પર્વત) શ્રીથી દ્યોતિત થાય છે.

૩. षड्जीववर्णाः परम प्रमाण
कृष्णो धूम्रो नीलमथास्य मध्यम् ।
रक्त पुनः सह्यतर सुखं तु
हारिद्रवर्णं सुसुख च शुक्रम् ॥ ૧૨-૨૭૧-૩૩.

(દુઃખી એવા) કૃષ્ણ અને ધૂમ્ર, અને મધ્યમ નીલ તથા સહનશીલ રક્તવર્ણના, અને હારિદ્રવર્ણના સુખી તથા શુક્લ વર્ણના અત્યંત સુખી એવા જીવોના ૭ વર્ણો (શાસ્ત્રોક્ત) પરમ પ્રમાણ વડે (સમજાય) છે.

છે. વળી જીવ કેટલા 'વિસર્ગ' સુધી કયા વર્ણમાં રહે છે તેવું,' બ્રાહ્મણ-ગ્રંથોમાં ક્વચિત્ દેખાતી એવી જૈન પરંપરા જેવી કાલગણના દ્વારા દર્શાવેલું છે.[૪] ઉત્તરાધ્યયન સૂત્રના લેખકને પલ્યોપમ, સાગરોપમ સમજાવવા જરૂરી લાગ્યાં નથી કારણ જૈન સાહિત્યમાં એ સુપ્રસિદ્ધ છે. જ્યારે મ.ભા.ના લેખકે વિસર્ગ વિસ્તારથી સમજાવ્યો છે, કારણ વૈદિક પરંપરા માટે એ કંઈક અજાણી વાત છે. બન્નેમાં ફરક એ છે કે જૈન માન્યતા વધુ અતિશયોક્તિવાળી દેખાય છે. જો કે વર્ષોની સંખ્યાને બદલે આવા પ્રકારની ગણતરી આપવાનો ઉદ્દેશ કાળની અનંતતા બતાવવાનો હોવો જોઈએ.

મ.ભા.નો 'વર્ણ' શબ્દ જીવને કર્મથી લાગેલા એક જાતના 'રંગ'ના અર્થમાં છે. 'લેશ્યા'ની જેમ એને વધારામાં સ્વાદ, ગંધ અને સ્પર્શ નથી.

ભારતની અન્ય પ્રાચીન શ્રમણપરંપરાઓમાં પણ ૭ પ્રકારની 'જાતિ' વિશે ઉપરનાને મળતી માન્યતાઓ છે. પૂરણકાસ્યપનો અક્રિયાવાદ અને મક્ખલિ ગોસાલનો સંસારશુદ્ધિવાદ એક આજીવક પંથમાં સંમિલિત થઈ

---

૪. (૧) (સનત્કુમાર વૃત્રને કહે છે) હે દૈત્ય! પ્રજાવિસર્ગ (કલ્પ?) નું પરિમાણ હજાર વાવો જેટલું થાય.

આ વાવો એક યોજન જેટલી પહોળી છે, એક કોશ જેટલી ઊંડી છે, અને પાચમો યોજન જેટલી લાંબી છે, તથા પૂર્વ–પૂર્વથી ઉત્તર-ઉત્તરની એક એક યોજન મોટી છે.

(હવે) એક વાળના છેડાથી તે સર્વ વાવોમાથી જળનુ માત્ર એક ટીપું જ–બીજું નહિ, દરરોજ બહાર કાઢવામા આવે અને એમ કરતાં એ વાવોના તમામ જળનો ક્ષય થાય, ત્યારે પ્રજાઓના લયસંહારરૂપ વિસર્ગ થાય છે. ૧૨–૨૭૧–૩૦ થી ૩૨.

(૨) આ સાથે સર૰ જૈન કાલગણના.

એક યોજન ઊંડો, એક યોજન પહોળો ગોળ ખાડો એકથી સાત દિવસની વયનાં બાળકોના વાળથી ભરવામાં આવે અને પછી દર સો વર્ષે એક એક વાળ કાઢવામાં આવે એ રીતે ખાડો ખાલી થતાં જે સમય લાગે તે વ્યવહારપલ્ય. એવાં અસંખ્ય વ્યવહારપલ્ય = ૧ ઉદ્ધારપલ્ય. અસંખ્ય ઉદ્ધારપલ્ય = અધ્ધાપલ્ય. ૧૦ × (૧ કરોડ × ૧ કરોડ) અધ્ધાપલ્ય = ૧ સાગરોપમ. ૧૦ × (૧ કરોડ × ૧ કરોડ) સાગરોપમની એક ઉત્સર્પિણી અને તેટલાં જ વર્ષની એક અવસર્પિણી, એવી અસંખ્ય ઉત્સર્પિણીઓ અને અવસર્પિણીઓ વીતી જાય ત્યારે સંખ્યાતીત અથવા અસંખ્ય કાળ થયો કહેવાય. ('ઉત્તરાધ્યયન સૂત્ર', અનુવાદક ડૉ. સાંડેસરા. પૃ. ૮૦. પા. નોં. ૧).

ગયા હતા. એ વિશે અંગુત્તરનિકાયના છક્કનિપાત (સુત્ત ૫૭)માં ઉલ્લેખ છે. એમાં આનંદ ભગવાન બુદ્ધને પૂછે છે, "ભદંત પૂરણકાસ્યપે કૃષ્ણ, નીલ, લોહિત, હરિદ્ર, શુક્લ અને પરમ શુક્લ એવી ૭ જાતિઓ કહી છે. ખાટકી, પારધી વગેરે લોકોનો કૃષ્ણ જાતિમાં સમાવેશ થાય છે, ભિક્ષુ વગેરે કર્મવાદી લોકોનો નીલ જાતિમાં, એક વસ્ત્ર રાખનારા નિર્ગ્રંથોનો લોહિત જાતિમાં, સફેદ વસ્ત્ર પહેરનારા અચેલક શ્રાવકોનો (આજીવક શ્રાવકોનો) હરિદ્ર જાતિમાં, આજીવક સાધુ અને સાધ્વીઓનો શુક્લ જાતિમાં, અને નંદવચ્છ, કિસ સંકિચ્ચ અને મકખલિ ગોસાલનો પરમ શુક્લ જાતિમાં સમાવેશ થાય છે."[5] વગેરે.

એ જ પ્રમાણે 'પાતંજલ યોગદર્શન'માં યોગીનાં કર્મ અશુક્લકૃષ્ણ અને અન્યોનાં ચિત્તનાં (કૃષ્ણ, શુક્લકૃષ્ણ અને શુક્લ એમ) ત્રિવિધ હોય છે, એવું કહેલું છે, તે આ ષડ્વિધ લેશ્યા, વર્ણ, કે જાતિનું સંક્ષિપ્ત રૂપાંતર લાગે છે.[6]

લેશ્યા વિશે આપણા આરૂઢ પંડિત પૂ. પં. સુખલાલજીએ એમના '૪ થા कर्मग्रंथ' પુસ્તકમાં સમજૂતિ આપી છે, તેમાંથી કેટલાક ભાગનો સાર વાચકોને માહિતી મળે તે ઉદ્દેશથી નીચે આપવામાં આવ્યો છે.[7]

લેશ્યાના (क) દ્રવ્ય અને (ख) ભાવ એવા બે ભેદ છે. એમાં દ્રવ્યલેશ્યા વિષે ૩ મત છે. (૧) કર્મવર્ગણા-નિષ્પન્ન[8] (૨) કર્મ-નિષ્યન્દ[9] (૩) યોગ-પરિણામ.[10] ભાવલેશ્યા, સંક્લેશ અને સંયોગથી થાય છે. સંક્લેશના તીવ્ર, તીવ્રતર, તીવ્રતમ, મન્દ, મન્દતર, મન્દતમ વગેરે અનેક ભેદ હોઈ વસ્તુત ભાવલેશ્યા અસંખ્ય પ્રકારની છે, છતાં શાસ્ત્રમાં સક્ષેપમાં ૭ વિભાગ બતાવ્યા છે. શાસ્ત્રમાં આ ૭ ભેદ સમજવા માટે નીચે લખેલાં બે

---

૫. 'બુદ્ધચરિત', (કોસંબી) પૃ. ૧૭૫, ૧૨૬.

૬. कर्माशुक्लाकृष्ण योगिनस्त्रिविधमितरेषाम् ॥ યો. સૂ. ૪-૭.

૭. અહીંથી दर्शन और चिंतन (खण्ड २) પૃ ૨૯૭ થી ૨૯૮ ના આધારે લખાણ કર્યું છે.

૮. ઉ. સૂ. અ. ૩૪ની ટીકા. પૃ. ૬૫

૯. એજન. વાદિવૈતાલ શ્રી શાન્તિસૂરિનો મત.

૧૦. હરિભદ્રસૂરિનો મત. 'પન્નવણા' (મલયગિરિકૃત) પદ ૧૭ની ટીકા પૃ. ૩૩૦; 'આગમદોહનરૂપ લોકપ્રકાશ' (ઉપાધ્યાય વિનયવિજયજીકૃત) સર્ગ ૩, શ્લોક ૨૮૫.

દૃષ્ટાંત આપ્યાં છે.[૧૧]

(૧) કોઈ છ માણસો જાંબુ ખાવાની ઇચ્છાથી જતા હતા. એટલામાં જાંબુનું ઝાડ જોઈને એમાંનો એક બોલ્યો, 'જાંબુનું ઝાડ તો આ રહ્યું. હવે ઝાડ ઉપર ચઢીને જાંબુ લેવા કરતાં તો જાંબુથી લાદેલી આ મોટી મોટી ડાળીઓવાળા ઝાડને જ કાપીને નીચે નાંખવું સારું.'

એ સાંભળી બીજો બોલ્યો, 'ઝાડને કાપવાથી શો લાભ? કેવળ ડાળીઓ કાપી નાંખો.'

ત્રીજો બોલ્યો, 'એ પણ બરાબર નથી. નાની નાની ડાળીઓને કાપવાથી પણ કામ પાર પાડી શકાય છે.'

ચોથો બોલ્યો, 'ડાળીઓ પણ શું કામ કાપવી? ફળનાં લૂમખાં જ તોડી લો.'

પાંચમો બોલ્યો, 'લૂમખાંનું શું કામ છે? એમાંથી થોડાં જાંબુ જ લઈ લો ને'

છેવટે છઠ્ઠો બોલ્યો, 'આ બધા વિચાર નિરર્થક છે. કેમકે આપણે જે જોઈએ છે તે ફળ તો નીચે પણ પડેલા છે શું એટલાથી આપણુ કામ સિદ્ધ નહિ થાય?'

(૨) કોઈ છ માણસ લૂંટ કરવાના ઇરાદે જતા હતા રસ્તામાં એક ગામ આવતાં, એક બોલ્યો, 'આ ગામને નષ્ટ-ભ્રષ્ટ કરી નાખો-મનુષ્ય, પશુ, પક્ષી જે કોઈ મળે તેને મારો અને લૂટી લો'

એ સાંભળી બીજો બોલ્યો, 'પશુ, પક્ષી વગેરેને શુ કામ મારવા, કેવળ વિરોધ કરનારાં માણસોને જ મારવા'

ત્રીજાએ કહ્યુ, 'બિચારી સ્ત્રીઓની હત્યા શુ કામ કરવી? પુરુષોને જ મારી નાંખો'

ચોથાએ કહ્યુ, 'બધા પુરુષોને નહિ, પણ જે સશસ્ત્ર હોય તેને જ મારો'

પાંચમાએ કહ્યુ, 'જે સશસ્ત્ર પુરુષ પણ વિરોધ ન કરતો હોય તો એને શું કામ મારવો.'

છેવટે છઠ્ઠો બોલ્યો, 'કોઈનેય મારવાથી શું લાભ? જેવી રીતે ધન ઉડાવાય તેવી રીતે ઉડાવો, અને કોઈનેય મારવા નહિ એક તો ધન લૂંટવું અને બીજું એના માલીકને મારવો તે બરાબર નથી.'

આ બે દૃષ્ટાંતોથી લેશ્યાઓનું સ્વરૂપ સ્પષ્ટ જણાય છે બન્ને દૃષ્ટાંતમાં છયે માણસોમાં પહેલાં-પહેલા કરતાં પછી-પછીના પુરુષનુ પરિણામ શુભ,

૧૧. ૪થો કર્મગ્રન્થ, ગાથા, ૧૩.

શુભતર અને શુભતમ જણાય છે પછી-પછીના યુગમા સંક્લેશની ન્યૂનતા અને મૃદુતાની અધિકતા દેખાય છે પહેલા યુગના પરિણામે ક્રમવાર કૃષ્ણ લેશ્યા, બીજાની નીલલેશ્યા (એમ કાપોત તેજ, પદ્મ અને શુક્લ) સમજી જોઈએ[12]

---

૧૨ આવશ્યક હારિભદ્રી વૃત્તિ પૃ ૨૪૫/૧ તથા લોકપ્રકાશ સ ૩ શ્લોક ૩૬૩-૩૮૦ લેશ્યા વિષે લોકપ્રકાશ સર્વાર્થસિદ્ધિ પ્રજ્ઞાપના-લેશ્યાપદ જીવકાંડ ઉત્તરાધ્યયન વગેરે ગ્રંથોમા વિસ્તૃત માહિતિ મળશે અહીં 'दर्शन और चिंतन' માથી લીધેલ ભાગ સમાપ્ત થાય છે

# પ્રતિક સૂચિ (અ)

## (આ ગ્રંથમાં સમાલોચિત મહાભારતના શ્લોકોની)

# પ્રતિક સૂચિ (ч)

## ૧( પાદનોંધોમાં ઉદ્ધૃત કરેલ સંસ્કૃત, પાલિ અને પ્રાકૃત અવતરણોની સૂચિ )



૧ જે અવતરણોના આરભમાં *નીશાન મૂક્યુ છે તે પાદનોધો સિવાયના છે અર્થાત્ અમારા મૂળ લખાણમાનાં છે

# સૂચિ

[પ્રસ્તુત ગ્રંથમાં 'મહાભારત'ના ઉલ્લેખો પુસ્તકમાં લગભગ પાને પાને આવતા હોવાથી તેનો સૂચિમાં સમાવેશ કર્યો નથી ]

# શુદ્ધિપત્રક

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૨ | ૨૯ | अनुष्टुप्टच्छन्दो- | अनुष्टुपछन्दो- |
| ૭ | ૧૯ | निवतह्वा | निवत्तह्वा |
| ૮ | ૩૧ | फलैव्य | क्लैव्य |
| ૯ | ૧૮ | હૃદયદર્બલ્ય | હૃદયદૌર્બલ્ય |
| ૯ | ૨૩ | મયુમય | મન્યુમય |
| ૧૧ | ૩૧ | માણ્ડૂક્ય ઉપ | માણ્ડૂક્ય ઉપ ૨ |
| ૧૨ | ૯ | પુરૂષર્થી | પુરૂષાર્થી |
| ૧૨ | ૧૬ | (૨) | આ અંક ૨૬ કરવો |
| ૧૮ | ૨૭ | ૨=કૈ ૧૮-૫ ૬૫ | ૨=કૈ ચિ ૧૮ ૫ ૬૫ |
| ૧૯ | ૨૭ | तिवोविहु | तवोविहु |
| ૨૭ | ૨૦ | ૩ બ=૧૨ ૧૯-૧૧ | ૧ બ=૧૨-૧૯-૧૩ |
| ૩૦ | ૨૦ | 'બ્રહ્મવિના' | 'બ્રહ્મવિદ્યા |
| ૩૦ | ૨૮ | देवमृता | देहमृता |
| ૩૩ | ૨૩ | एब | एव |
| ૩૪ | ૨૭ | ઈર્ષ્યાસમુસ્થિત | ઈર્ષ્યાસમુત્થિત |
| ૪૬ | ૭ | છે | છે ૩ |
| ૪૬ | ૯ | પુગ્ગય પઞ્ઞતિ | પુગ્ગલ પઞ્ઞત્તિ' |
| ૪૬ | ૨૨ | dentschen | deutschen |
| ૪૬ | ૨૪ | fur | fur |
| ૪૬ | ૨૭ | vnd | vnd |
| ૪૬ | ૨૭ | Marchen | Marchen |
| ૫૪ | ૨ | प्रितज्ञा | प्रतिज्ञा |
| ૫૬ | ૨૪ | आनशस्य | आनृशस्य |
| ૫૭ | ૧૩ | કૃષ્ણુને | કૃષ્ણાને |
| ૫૯ | ૬ | सवेया | सवैया |
| ૫૯ | ૨૩ | અષ્ટાવકોપાખ્યાન | અષ્ટાવક્રોપાખ્યાન |
| ૬૪ | ૭ | શાઙર્ગધર પદ્ધતિ | શાર્ઙ્ગધર પદ્ધતિ |
| ૬૪ | ૩૦ | પૈષ્ય | પૌષ્ય |

| | | | |
|---|---|---|---|
| ६૯ | १२ | द्योध | द्यौध |
| ૭૦ | १८ | मानमदग्धानां | मानप्रदग्धाना |
| ૭१ | ११ | યોગમુક્ત | યોગયુક્ત |
| ૭१ | १3 | યોગનિષ્ટા | યોગનિષ્ઠા |
| ૭૫ | 13 | 'विदुरलति' | 'विदुरनीति' |
| ८૯ | २૫ | અનુસવસિદ્ધિ | અનુભવસિદ્ધ |
| ८૯ | २૫ | શાગાઓ | શાખાઓ |
| ८૯ | 31 | સોપાર્ડ | શોપાર્ડ |
| ૯२ | ૯ | યો २२-२-३૫ | યો. સૂ २-३૫ |
| ૯४ | 3 | १२-२४३-४१ | १०-२४३-४ |
| ૯४ | ૫ | ચિ 13-१४3-૫२ | ચિ 13-१४3-૫० |
| ૯४ | १૭ | ચિ 13 ४3-૫२ | ચિ 13-१४3 ૫२ |
| ૯૫ | २६ | બ્રાહ્મણ | બ્રાહ્મણ |
| ૯६ | ૭ | પારાશર | પરાશર |
| ૯૯ | १૯ | तमहं बूमि माहृण | तमहं ब्रूमि ब्राह्मण |
| ११८ | २८ | ६ 3૫-२૭ (ગીતા 13-२૭) | ६-3૫ २८ (ગીતા 13-२८) |
| १२० | ६ | प्रसुप्तासिलाकार्यं | प्रसुप्तासिलकार्यं |
| १२१ | २८ | શુક્ત | શુક્લ |
| १२४ | २3 | नाम्नौ | नाग्नौ |
| १3८ | २3 | प्रकृतिजैगुणैं | प्रकृतिजैगुणै |
| १3૭ | २० | निराशीविन्धना | निराशीबन्धना |
| १४१ | २૯ | पुष्कानि | पुष्पाणि |
| १४२ | २४ | पचिनन्त | पचिनन्त |
| १४૭ | २૯ | यदेतहृदय | यदेतद्हृदयं |
| १४८ | २૯ | દાની | દાન્ત |
| १૫८ | ११ | India | Indian |
| १६१ | २४ | પા ટી 33 | પા ટી 3८ |
| १६૫ | २२ | कदाचन | कचन |
| १६८ | १८ | શામ | નામ |
| १૭3 | ८ | त्रेशोक्यधिपति | त्रैलोक्याधिपति |
| १૭3 | १२ | सत्यमकोध | सत्यमक्रोध |
| १૭3 | १८ | द्रष्टु | द्रष्टु |
| १૭४ | २3 | वुदस्य | बुदस्य |

| | | | |
|---|---|---|---|
| ૧૮૬ | ૨૪ | તુ પ્રીતિ કો | તું પ્રીતિ કર, 'માત્થી' ૨૨-૩૯ |
| ૨૧૮ | ૧૫ | આહ્નીય | આહવનીય |
| ૨૨૫ | ૫ | निवार्यमरिनन्दनम | निर्वीयमरिनन्दनम् |
| ૨૪૧ | ૧૩ | 'ગૌતમી-લુબ્ધક- | 'ગૌતમી-લુબ્ધ-વ્યાલ |
| ૨૪૬ | ૪ | ચર્ચા | ચર્યા |
| ૨૫૮ | ૧૧ | ભષણુ | ભીષણુ |
| ૨૬૩ | ૬ | મૃત્યને | મૃત્યુને |
| ૨૭૫ | ૨૧ | વાકયારુષ્ય | વાકપારુષ્ય |
| ૨૭૬ | ૨૪ | फचिन्न | कचिन्न |
| ૨૮૪ | ૧૩ ૧૪ | અક્રોધ, મોહ, લોભ | અક્રોધમોહલોભ |
| ૨૯૨ | ૨ | તે | તો |
| ૩૦૨ | ૩૦ | ચતુરી | ચાતુરી |
| ૩૧૫ | ૨૬ | जाणाहृ | जाणाइ |
| ૩૧૯ | ૧૦ | દાહિનોની | દૌહિત્રોની |
| ૩૪૭ | ૩૦ | प्रासादाच्छुरवानेतद- | प्रासादाच्छुतवानेतद- |
| ૩૮૫ | ૧૬ | निर्वेद . सत्य | निवद .. सत्य |
| ૩૮૦ | ૧૮ | 'યાગસૂત્ર' | 'યોગસૂત્ર' |
| ૩૯૦ | ૧૮ | ઈશ્વરપ્રાણિધાન | ઈશ્વરપ્રણિધાન |
| ૩૯૩ | ૩૦ | पश्चेन्द्रियजला | पञ्चेन्द्रियजला |
| ૩૯૯ | -૩ | દાનવોને | દાનવોને |
| ૪૦૨ | ૨૫ | યાગજ્ઞા | યોગજ્ઞા |
| ૪૦૯ | ૨૬ | 'સામગ્ય' | 'સામગ્ર્ય' |
| ૪૧૫ | ૨૪ | બ્રહ્મની | બ્રહ્માની |
| ૪૨૫ | ૨૦ | સૈનજિત્ | સેનજિત્ |
| ૪૩૭ | ૯ | કૃતવમા | કૃતવર્મા, |
| ૪૪૩ | ૩૨ | 'નીશીય ભાષ્મ' | નિશીય ભાષ્ય' |
| ૪૪૪ | ૨૩ | ન૮ મો | ૧૮ મો |
| ૪૬૭ | ૧૨ | અગ્નિ, આહ્નીય | અગ્નિ આહવનીય |

પૃ ૬૯, ૭૧, ૭૩, ૭૫, ૭૭ અને ૭૯ ના મથાળે પ્રકરણનુ નામ 'સત્ય'ના બદલે 'ધર્મ' છપાયુ છે તે સુધારવુ

શ્લોકોની પ્રતીક સૂચિઓના શીર્ષકમા 'પ્રતીક'ના બદલે 'પ્રતિક' છપાયુ છે તે સુધારવુ